ॐ श्री करुणासागरो विजयते

# કૈવલ પ્રકાશ

## ભાગ ૨ જો.

સંગ્રહકર્તા અને પ્રકાશક—
કાયમપંથી કેશવાનંદ બ્રહ્મચારી
મુ૦ ઉમરવા (રાજપિપળા સ્ટેટ)



સુરત ખપાટિયા ચકલા લક્ષ્મીનારાયણની વાડીમાં
આવેલા "જૈનવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં
મુળચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.



[આવૃત્તિ ]   સં. ૧૯૭૭   [ નકલ ૫૦૦

કિં. રૂ. ૦-૮-૦

# કૈવલ પ્રકાશ.

## ગીતિ.

ભજો ભાઇઓ તમે મારા, કર્ત્તા કેરૂં નામ જપો વિરા.
આ આલમ ખલક નક્કી થાશે, મન કામના વણસી જાશે. ૧
સ્મરો સચરાચર ગામી, લળી લળી વંદીએ કૈવલ સ્વામી.
નમી નમી વંદીએ વારે; અખંડ અનામિ તમે નાથે....૨

## વૈરાગ્ય ગઝલ.

ઉડી જાવું અરે પ્રાણી, અહીંથી માન મન માંડી;
સહુ છે સ્વાર્થી સંસારે વિચારો સુખ છે કયાંહી.
અરે નિઃસાર અવનિમાં, અધર્મો થાય છે બુરા. ૧
ખરા મોહાંધ માનવીઓ, પડે છે પાપમાં પુરા.
કરો જો ભક્તિ ભાવેથી ઉતરશો પાર જ્ઞાનેથી, ૨
ગ્રહી સદગુણ સાહિત્યો, તરો પ્રાણી એ નાવેથી.
વીંટાયા મોહમાં સર્વ, ડુબો છો પાપ ભારામાં. ૩
મુસાફિર છો આ દુનિયાના, સ્મશાને ભસ્મ થાવાના
વિચારી રાખજો મનમાં, ઉપાયો મોક્ષ જાવાના. ૪

(૨)

## ભુજંગી.

દયા સિંધુ દેવા વિનંતી અમારી,
દયાથી દિલે નાથ લેશો વિચારી:
ખરૂં હિત કલ્યાણ જીવો તણું જે,
જગાધીશ જાણો તમે પૂર્ણ હેતે. ૧

શિશુ લાડિને માગણી સવ માગે,
તથાપિ પિતા જે ઘટે તેજ આપે;
કૃપાળુ તમે સર્વથી શ્રેષ્ટ સારા,
તમે પૂરશો યોગ્ય અર્થો અમારા. ૨

કરૂં સર્વ કાલ સજ્જન સત્સંગ,
ધર્મ કાર્ય અર્થ અર્પું મારૂં અંગ;
એવી સુમતિ દયાસિંધુ મને દેશો,
સર્વ સમયે સંભાળ તમે લેશો. ૩

સર્વ શક્તિમાન દેવ દયા ધારી,
નમ્ર વિનતિ તમે સાંભળો અમારી;
વિકટ વિશ્વપંથ ઘાંટિ મહા ભારે,
દયા નાથ વિના કોણ મને તારે. ૪

## ગીતિ.

જયજય જય જગદીશ્વર, કરૂણેશ પ્રભુ અતક્ય અદ્વિતિય;
અવિચલ અનંત ગુણમય, કરૂણેશ પ્રભુ અમરિમેથ........ ૧
સત્ય તમે જગ કર્ત્તા, શંસય યથિ કાંઈ ચિત્તમાં અમને;
શક્તિ સબલ માનીને, વંદન કરિયે ક્ષણે ક્ષણે તમને. ૨
આસ્તિક ભક્ત જનોને. પ્રભુનું અસ્તિત્વ સત્ય ચિત્ત ધારે
નાસ્તિક ઉર્મિ ઉપજતાં, તત્ક્ષણ તેને નિવારી ધિક્કારે. ૩

## "गुरु स्तुति"

शिखरणी वृत्तम

नमो निबम् स्फिटम् शुभगुणनिधानम् गुरुवरम्
महामाया तितम् परम रुचिरम् सौ अघ हरम्
कदि सन्मार्गे में नथो नथी भर्युं एक डगलुं
खरो दंभो हुं तो सरित तिरनुं जेम बगलुं
सुधारोने तारो दिल दई स्वीकारो स्तवन आ
पधारीने आपे गुरुवर दिपाव्यो भुवन आ.

## શાર્દુલવિક્રિડિત વૃત્તમ્.

નામું હું દ્વય હસ્ત જોડી ગુરૂને સાષ્ટાંગ પ્રેમે કરૂં.
ભાનું સન્મુખ ખદ્યોત ત્યમ હું ચાતુરી શી વાવરૂં
ભક્તોદ્ધારક તેમ દુષ્ટ જનને અત્યંત દંડાવવા

તે કાજે અવતાર આપ ધરીઓ સન્માર્ગમાં લાવવા.
હોયે જ્યાં ગુરૂ દેવની ખરી કૃપા ત્યાં ખામી શી દેખવી
રિદ્ધિ સિદ્ધિ વસે ગુરૂ કૃપા થકી વિપત્તિના લેખવી

## દિંડી.

કૈવલ પતિ સર્વ જીવના સરણ્ય,
વિશ્વ રચના વિભુ સર્વ છે વરેણ્ય;
સૃષ્ટ વસ્તુ થકી ભિન્ન તમે એક,
સકલ વિશ્વમાં કીધો રૂડો વિવેક. ૧

તમે જ્ઞાનવાન નિત્ય નિર્વિકારી,
સૃષ્ટ વસ્તુ તુલ્ય મૂર્તિ નથી તારી.
પૂર્ણ બ્રમ પરમ જ્યોતિ દિપ્તિ માન,
યથા ઘટિત કીધું સૃષ્ટિમાં વિધાન. ૨

નહિ પુરૂપ નહિ નારી રૂપ ધારો,
નહીં થાય નાથ જન્મ તો તમારો;
નહિ તુલનાં પ્રભુ કોઈ સાથે થાય,
નહિ પ્રતિમા પ્રભુ તારિ તો જણાય. ૩

દેશ કાલથી અતીત છો અપારા,
મનુષ્ય કલ્પના ન ચાલશે લગાર,
અજર અમર તમો એક છો અસંગ,
મહત્તતત્વનો ન થાય કદી ભંગ. ૪

સર્વ સાક્ષી તમે છો સ્વયં પ્રકાશ,
શુદ્ધ મુક્ત સત્ય કૈવલ્ય અવિનાશ.
ભક્તિ ભાવ થકી રાખું હું વિશ્વાસ,
તમે પૂર્ણ કરો દિનજન અભિલાષા. ૫

## હિંદી.

દિવ્ય દેવ તમે પરમ ઉપકારી,
કરો શ્રવણ પ્રભુ પાર્થના અમારી;
પુણ્ય કાર્ય વિષે રાખું હું પ્રવૃતિ,
તુચ્છ વિષય થકી પામું હું નિવૃતિ. ૧
અપરા ભક્તિ થકી મુક્તિયે જવાય,
સુક્ષ્મવેદ વિષે એજ છે ઉપાય;
વૃથા મનુષ્ય જન્મ સર્વથા ન જાય,
સદાજન હિતાર્થ કાર્ય જો કરાય. ૨
ગુરૂ દેવ ઇચ્છા અનુસાર સદા ચાલું,
નીતિ નિયમ પ્રીતી પૂર્વક હું પાળું.

શૈવ્યપંથી–( શિવના ઉપાસક ) વેદમાં અનેક ઈશ્વર છે. એ વાત તમે માનો છો કે નહિ. જો માનતા હો તો કહો?

કાયમ પંથી–( કુબેર પંથી ) નહિ, કારણ કે પંચમ વેદમાં એવું ક્યાંય પણ લખ્યું નથી કે જેથી અનેક ઈશ્વરની સિદ્ધી થાય. સર્વત્ર એક ઈશ્વર બોધજ લેખ છે.

अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।
स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्यं पुरुषं महान्तम् ॥
श्वेताश्वा उपनिषद् अ० ३ नं० १९

પરમાત્માને હાથ નથી પણ પોતાની શક્તિરૂપ હાથવડે બધાઓને બનાવે છે, તેમ બધાનું ગ્રહણ કરે છે. પગ નથી પણ એક દેશમાં રહ્યા છતાં વ્યાપક હોવાથી બધા કરતાં વધારે વેગવાળા છે. આંખના ગોલખ નથી. પરંતુ સર્વને બરાબર જુવે છે. શ્રોત્ર નથી પણ બધું સાંભળે છે. અંતઃકરણ નથી પણ સંપૂર્ણ જગતને જાણે છે. તે પરમાત્માને પુર્ણ રીતે જાણનાર કોઇ નથી. સર્વ પદાર્થમાં તેમનો પરમ પ્રકાશ પુર્ણ હોવાથી શ્રેષ્ઠ સનાતન પુરૂષ કહેવાય છે. મતલબ એ છે કે પરમાત્મને ઇંદ્રિયો અને અંતઃકરણ નથી છતાં પોતાના સામર્થ્યથી સર્વ કામ કરે છે.

શૈવ્ય પંથી—કેવલ કર્તા એક દેશમાં રહ્યા છતાં તમો સર્વ વ્યાપક કહો એ શું તમારી ભુલ નથી? એક દેશી પદ અજ્ઞાનીઓનું હોય છે. જ્ઞાનીઓનું નહિ, કારણ કે એક દેશી ઇશ્વર છે, તો ક્યાં છે કયા સ્થળમાં જે પ્રમાણે હોય તે પ્રમાણે જણાવો ?

કાયમ પંથી—એ તમારી ભુલ છે, કે હજુ સુધી જોઇએ તેવું ઈશ્વર સંબંધી જ્ઞાન થયું નહિ. જુઓ ઇશ્વર

સર્વ વ્યાપક હોય તો તેનાથી સૃષ્ટિ ઉત્પન્ન થતી નથી. કારણ સર્વ વ્યાપકમાં કર્તવ્ય શક્તિ નથી. જેમ રાજા સર્વ સ્થળે એક સરખો હોય તો તેનાથી ન્યાય ઇન્સાફ દંડ શિક્ષા વિગેરે બની શકતું નથી, પણ એક દેશી હોય તો, જોઇએ તેવી બનાવી શકે છે. ચંદ્ર સૂર્ય વિગેરે, એક દેશમાં રહ્યા છતાં, સર્વ સ્થળે પ્રકાશ આપે છે તેમજ કૈવલ કર્તા, એક દેશમાં રહ્યા છતાં, પ્રકાશરૂપે રહી, અનંત બ્રહ્માંડમાં પ્રકાશથી સર્વ વ્યાપક છે. કૈવલ પ્રભુ અનંતગતિ-વાળા છે. જેની ગતિનો અંત નથી, તેમ મહા સુન્ય પણ અનંત છે. કૈવલ સ્વજાણ, સર્વજ્ઞ સર્વ શકિતમાન, અનંત છે. તેવીજ રીતે સુન્ય નથી, પણ અનંત છે. સુન્ય જડ છે, અને કૈવલ કર્તા ચૈન્ય છે. જડ જે અનંત સુન્ય છે, તેની મધ્ય સ્થળમાં કૈવલ કર્તા રહ્યા છે. તે એક દેશમાં રહેલ છે, તો પણ પોતે ઉત્પન્ન કરેલી સૃષ્ટિનું પાલણ પોષણ, ઉત્પન્ન પ્રલય વિગેરે સૃષ્ટિક્રમ કરે છે. જેમ રાજા એક દેશમાં રહ્યા છતાં રાજ્યામલ કારભાર વિગેરે જોઇએ તેવો કરે છે.

શૈવ્ય પંથી—તમો એક દેશી કહો છો, છતાં સવ દેશી કહો તો હાનિ શું છે?

કાયમ પંથી—તમો આત્મા તે પરમાત્માને માનો છો કે નહિ?

શૈવ્ય---હા, અમે જરૂર માનીએ છીએ.

કાયમ—જો માનતા હોય તો **શરીરમાં આત્મા પરમાત્મા** છે કે નહિ.

શૈવ્ય પંથી— છે.

કાયમ પંથી—જો તેમ હોય તો શરીર આયુષ્ય બળ પુરૂં ભોગાવ્યા બાદ નષ્ટ થાય છે, આત્મા ચાલ્યો જાય છે, એટલે આ શરીર શબ થઈ ગયું એવું સર્વ કોઈનું માનવું છે. તો પછી પરમાત્મા સર્વ વ્યાપક સઘળે હોવાથી શરીર શબ કેમ થયું? તેમ થવું ન જોઈએ. કારણકે જીવાત્મા શરીર છોડી ચાલ્યો ગયો પરંતુ પરમાત્મા તો છે ને ? પરમાત્મા જતો આવતો નથી કેવળ આત્મા જવાથી શરીર નષ્ટ થતું હોય તો તમે એમ કહો કે પરમાત્મા નિષ્ક્રિય અને જડ છે.

ઈશ્વર સર્વ વ્યાપક સઘળે એક સરખો હોય તો અનંત પ્રાણી, પશુ, પક્ષીઓની અંદર હોવા જોઈએ, અને જો તેમ હોય તો લાંબી પુછ આદિ જંતુઓનો પાછળનો કોઈ પણ અવયવ કાપી નાંખવામાં આવે તો આગળનો ભાગ ચાલુ રહે છે અને પશ્ચાત થોડી વખત તરફડી મરણને સ્વાધીન થાય છે. હવે વિચારો કે પરમાત્મા સર્વ વ્યાપક હોય તો સર્પાદિ જંતુનો પાછળનો ભાગ કાપવાથી નિષ્ક્રિય જડ બની અચેત કેમ થયો ? આવી ઘણી કલ્પનાઓ કરવા છતાં પરમાત્માને સર્વ દેશી કહેવો એ મોટી ભૂલ છે.

શૌવ્ય પંથી—જો ઇશ્વર એક દેશમાં હોય તો અન્ય સ્થળે ચોર લુટારા બદમાસ વિગેરે ઘણા વધી જવા જોઇએ.

કાયમ પંથી—ઉત્પત્ત, પ્રલય, પાલણુ, પોષણુ પોત-પોતાની શક્તિ પ્રમાણે થાય છે જેમ વણિક ( વાર્ણીઓ ) પોતાનાથી બની શકે તેટલોજ વેપાર રોજગાર કરે છે. ભરવાડ ગાય બકરાં, ઘેટા વિગેરે પોતાથી પારખી શકાક તેટલાંજ રાખે છે. કરખી (ખેડુત) પોતાથી બની શકે તેટલીજ ખેતી કરે છે તેમ અનંત બ્રહ્માંડાધિશ કૈવલ પરમાત્મા પોતાથી ઉત્પત્ત, પ્રલય, પાલણુ પોષણુ થઈ શકે તેટલુંજ કરે છે.

શૌવ્ય પંથી—તે કૈવલકર્તાની ઉપાસના કેવી રીતે કરવી અને કેમ જણાય?

કાયમ પંથી—પોતાના સ્વસરૂપાકારે થવાથી અર્થાત પોતાના સ્વરૂપે થવાથી નિયંતા કૈવલને આપણે સારી રીતે ઓળખી શકીશું.

શૌવ્ય—તેને માટે કયું જ્ઞાન અવશ્યનું છે?

કાયમ પંથી—આત્મતત્વનું, અર્થાત સુક્ષ્મવેદનું.

શૌવ્ય—તે ક્યાં મળે છે?

કાયમ પંથી—પરમગુરૂની પાસે, અગર તેમના ઉપદેશકો પાસેથી મળી આવશે. આપણુને પૂર્ણ રીતે સમજાવી

દેહ, ઇંદ્રિયો વગરના કૈવલ કર્તા પરમગુરૂ (કુવેર સ્વામી) હસ્તામલક કરી આપશે. એમાં કોઈ જાતનો સંશય નથી.

શૈવ્ય—તેને કેટલાક લોકો તિષ્ક્રિય કહે છે.

કાયમ પંથી—એ તેમનું બોલવું મીથ્યા છે. જુઓ કેઃ—

न तस्यकार्यं कर्ण च विद्यते न तत्समश्चाभ्यधि कश्च दश्यंते परास्य शक्तिर्विविधै वश्रूयते स्वभावोकीज्ञानबलक्रिया च श्वेताश्वर उपनिषद अ०. ६ मं. ८ ॥

કૈવલનું કોઈપણ તદ્રુપ (એટલે માવીક સ્વરૂપ) કાર્ય નથી. તથા કરણ * (સાધકત) નથી, કૈવલની તુલ્ય અથવા અધિક કોઇ નથી, કૈવલ સર્વોત્તમ શક્તિમાન છે, એટલે અનંત જ્ઞાન અનંત બળ અને અનંત ક્રિયાવાળા છે, કૈવલમાં સ્વભાવિક શક્તિ છે, જો કૈવલ નિષ્ક્રય એટલે ક્રિયા રહીત હોત તો જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કેમ કરી શકત માટે કૈવલ વિભૂ અને ચેતન હોવા છતાં પણ ક્રિયાવાન છે.

શૈવ્ય—જ્યારે કૈવલ ક્રિયાને કરે છે ત્યારે અંતવાળી કરે છે કે અનંત !

---

* જેમ ઘટરૂપ કાર્ય બનાવવામાં હાથ કારણ છે, તેવું કોઈ કારણ નથી ક્રિયામાં જે અત્યંત ઉપયોગી કારણ હોય તે કરણ કહેવાય છે.

કાયમ પંથી—જેટલા દેશમાં જેટલા કાળમાં જેટલી ક્રિયા કરવી તેઓ યોગ્ય સમજે છે, તેટલા દેશ કાળમાં ન્યુનાધિકતાથી રહિત ક્રિયા કરે છે, કારણ તે સમર્થ છે. કેવલની ગતિ અનંત છે. અનંત કરોડો બ્રહ્માંડ ઉત્પન્ન કરનાર અને તેનો નાશ કરનાર પ્રભુ કેવલજ છે. તેનો અંત નથી તેથી અનંત શકિતવાન કહેવામાં આવ્યા છે.

શૌચ—તમોએ જે ઇશ્વર કહ્યા તેઓ અવતાર લે છે કે નહિ !

કાયમ પંથી—નહિ, કારણકે;—अज एक पान "सपर्या गच्छक्रम कायम" એ સુક્ષ્મ વેદનાં વચનો છે એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે પરમેશ્વર જન્મ લેતા નથી.

શૌચ—यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत अभ्युत्थानमधर्मस्य तदाआत્માનં સૃજ્યામ્યહમ્

ભ-ગી-અ-૪-શ્લો-૭.

શ્રી કૃષ્ણજી કહે છે કે જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે ત્યારે ત્યારે હું શરીર ધારણ કરૂં છું. અધર્મનો વિદ્ધંશ કરી ધર્મને સ્થાપું છું.

કાયમ પંથી—એ વાત સુક્ષ્મવેદ વિરૂદ્ધ હોવાથી પ્રમાણ નથી. પરંતુ શ્રીકૃષ્ણ ધર્માત્મા અને ધર્મની રક્ષા કરનાર હતા, તેથી જો એમ હોય કે હું યુગ યુગમાં

જન્મ લઇ શ્રેષ્ઠોની રક્ષા અને દુષ્ટનો વિનાશ કરૂં તો કાંઇ દોષ નથી "परोपकाराय सतामविभुतयः" મતલબ કે પરો-પકારને માટે સત્ય પુરૂષના તનમન અને ધન હોય છે. તો પણ શ્રી કૃષ્ણ ઇશ્વર થઈ શકતા નથી. ઈશ્વર એને કહેવામાં આવે છે કે, સર્વ શકિતઓથી સંપૂર્ણ તેમજ સર્વજ્ઞ, અનંત, ઉત્તપત, પ્રળલ, પાલણ પોષણ કરી શકે તેમજ અનંત કરોડો જીવની પ્રાર્થના જુદા જુદા પ્રકારની એકી વખતે સાંભળે, અને તેનો ઉત્તર જુદા જુદા જીવોને જુદી જુદી પ્રાર્થનાનો ઉત્તર એકી વખતે આપે. તેજ કૈવલ કર્તા સત્ય છે, નહિ કે તમોએ માનેલા શ્રી કૃષ્ણજી કાલે શું થવાનું છે તે જાણતા ન હોય, છતાં ઈશ્વર માની તેમનું ભજન કરવું. એ શું તમારી ભૂલ નથી કે? જુઓ.

## ચોપાઈ.

કાળાગ્રહમાં કૃષ્ણ જન્મીઆ ગુપ્ત ગોકુળમે જઇને રહ્યા
બળ પામીને વાધ્યું ઝેર, દુઃખ દીધાનું વાળ્યું વેર—૧
કરી ક્રોધ જરાસંઘ ચઢયો, દીધી પૂંઠને કેડે પડયો
કંસ માર્યાનું કયાં ગયું જોર, મધરાતે થઇ નાઠા ચોર—૨
રણ છોડી દ્વારામતી ગયા, બેટ સાગરમાં સુખીઆ થયા
જોર કરીને નાસે તે જીવ, નિર્બળ થઇ જઇ લડે સદૈવ-૩
એવું પણ શ્રીકૃષ્ણે કર્યું, ઈશ્વર પદ તે શું નિસર્યું

કોઈ કહેશે તે અકળિત ગતિ, આગળ પણ એવી વિદ્યા હતી-૪
દાવાનળ પીધો મહારાજ, કેજન અગ્નિ ગળે છે આજ
ગિરી તોળ્યો ટચલી આંગુરી, આજ ઉખાડે વૃક્ષ સમૂરી-૫
એ સર્વ વિદ્યાનો વાદ, ઇશ્વર પદને તો એ બાધ,
શકિત તે સૃજે સંસાર ત્રિપદ જાય સ્ત્રી આકાર—૬
સીયા તન તહાં જીવ અધમ, આગળ સ્થાપન કિયો નિગમ
ભય પામે ભજના નંદ શેપ કહે કુવેર નિર્ભય નહિ લેશ-૭
( અવાધ બોધમાંથી )

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે, કે જો તમે ખરૂં તત્વ શોધવા માંગતા હો તો મારવું, હારવું હરાવવું એ જીવોના વહેવાર છે, નહિ કે ઇશ્વરના. ઈશ્વર સૌનો પાળક છે. અમો તમારા જેવા ઇશ્વરને માનતા નથી. કારણકે દ્વેષ, પ્રપંચ, ઇર્ષા, લોભ, લાલચ જેઓની અંદર ભરપૂર ભરેલા છે તેઓ શું ઈશ્વર થઈ શકશે ? કદી નહિ. તમો જો એમ કહેતા હો કે રાવણાદિકને મારી વિભિષણાદિને રાજ આપ્યું ઇત્યાદિ સ્થળો ઉપર ઘણા વખતથી અધર્મ નિવાસ કરી રહેલો હતો, છતાં તેમણે ઘણા પરીશ્રમથી અધર્મનું નિકંદન કરી ધર્મનું સ્થાપન કરેલું છે, વિગેરે કામ કૃષ્ણ ઇશ્વર ન હોય તો કેમ બની શકે એવું જો આપનું માનવું હોય તો એટલું તો યાદ રાખજો કે કરોડો માણસ ઉપર આવી પડેલો અધર્મ તેમાંથી બચી ધર્મની રક્ષા કરવા માટે

દુષ્ટોને મારી લોહીની નદીઓ વહેવડાવી છે, છતાં સ્વ-ધર્મનો ત્યાગ નથી કર્યો એવા આર્યવર્ત દેશમાં ઘણાએક સ્વધર્માભિમાનીઓ થયા તેમને તમો ઇશ્વર કેમ કહેતા નથી કારણ કે જે કામ અવતારાદિક કરી ગયા એથી હજારો ગણા જનસમૂહની અંદર ઉત્પન્ન થયા, તેમણે કર્યાં છે આવાઓને ઇશ્વર કહો તો દોષ શો છે? જ્યારે કૃષ્ણે સ્વધર્મની રક્ષા કરી તેથી ઈશ્વર કહેતા હોતો જે જે સ્વ-ધર્માભિમાનીઓ હોય અથવા ધર્મને સ્થાપી અધર્મનું નિકંદન કર્યું હોય તેમને તમારે ઇશ્વિર માનવા જોઇએ. જુઓ વીરતા બળ વીર્યના આધાર ઉપર છે. તમા-રામાં રહેલો આંધળો વિશ્વાસ એવો તો છે કે કોઈપણ પરાક્રમી પુરૂષને જોયો કે તેનેજ ઈશ્વર માની બેઠા. જે વખતે રામ કૃષ્ણાદિ વિદ્યમાન હતા તે વખતે ઘણા એક માણસો કૃષ્ણ અગર રામ તેમને ઇશ્વર માની વિશ્વાસ રાખતા ન હતા. અરે! સાધારણ માણસ તો શું પણ મહર્ષિઓ જેને તિરસ્કાર કરી કાઢી મૂકતા હતા. જાતનો ભરવાડ અમારા આશ્રમમાં આવી પવિત્ર પર્ણકુટીકાને, અપવિત્ર માનતા વળી જે ઇશ્વર છે તેને ધ્યાન ધરવાની જરૂર હોતી નથી છતાં કૃષ્ણ ધ્યાન ધરતા હતા. એ ન્યાય જીવનો છે. ઇશ્વરનો નહિ. બંધનથી છુટવું એને માટે પ્રયત્ન જીવનો કરવો પડે છે. તો કૃષ્ણ કર્મનાં પોટલાં

બાંધી કયા ભવસાગરમાં ડુબી ગયા હતા જેથી ધ્યાન ધરવું પડતું હતું? જીવના નિયમો અને ઇશ્વરના નિયમો એક સરખા હોતા નથી. અને જો તેમ હોય તો જીવ ઇશ્વરમાં ભિન્ન ભાવ રહેતો નથી. ભાવી શું થવાનું છે તે જેવી રીતે જોઇએ તેવી રીતે શ્રી કૃષ્ણજી જાણુતા હતા તેનું કારણ મહાભારતમાં જુઓ ઘણાએક સ્થળોમાં કાર્યના આરંભ પશ્ચાત કૃષ્ણજીને ભયભીત થઇ આમ તેમ નાસી જવું પડયું છે. જેમ કુરૂક્ષેત્રના રણયુદ્ધમાં ભીષ્મ પિતા મહની સાથે કૃષ્ણે પ્રતિજ્ઞા કરી હતી કે હું સુદર્શન ચક્ર ઝાલીશ નહિ તો પણ ભીષ્મજીના મહાભયંકર મારના જોરથી અંત સમયે સુદર્શન ઝાલવું પડયું. અને બ્રહ્મ હત્યાનું પાપ લીધું. એ શું જાણુતા હોત તો પ્રતિજ્ઞા લેત કે? એવા ઘણાએ કાર્યમાં કૃષ્ણજીએ પશ્ચાત પશ્ચાતાપ ભોગવવો પડયો છે. એવી એવી અનેક અજાણી ક્રિયાઓ હોવાથી શ્રી કૃષ્ણજીએ આખી જીંદગી દુઃખમાંજ કાઢી છે. એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે તેઓ સર્વજ્ઞ નથી. તમો ગારડીઆ પ્રવાહની માફક એક પછવાડે એક આંખે પાટા બાંધી અંધારા કુવામાં પડવાની તૈયારી કરી રહેલા છો. શ્રી કૃષ્ણજીને તમોએ વ્યભિચારી બનાવ્યા છતાં ઇશ્વર કહો છો. અને સદા સત્ય વકતા જેઓ કે નિષ્ટિક બ્રહ્મચર્ય પાળનાર સદા નિયમમાં રહી વિરક્તતા

ભોગવનાર તેઓને તમે ઇશ્વર કેમ કહેતા નથી. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે દુનીઆં ભરનો વિકાર તમારા નેત્રની સામે ખડો છે. જેથી બેઇન્સાફી વાત કરો છો તમો નકકી માનજો કે ઉભય ભ્રષ્ટ થઇ સ્વતંત્રતા ગુમાવી પરતંત્ર થઈ ખરા પરમાત્માનો સંબંધ ખોઇ બેસશો.

શૈંવ્ય—જો એમ હોય તો સંસાર ઇશ્વરના ચોવીશ અવતારોને લોકો કેમ માને છે.

કાયમ પંથી—સુક્ષ્મ વેદનો ખરો આશય નહિ સમજવાથી સાંપ્રદાયિક લોકોના ભમાવ્યાથી અને પોતે અવિદ્વાન હોવાથી ભ્રમ જાળમાં પડી એવી એવી અપ્રમાણિક વાતો કરે છે, અને માને છે.

શૈંવ્ય પંથી—જો ઇશ્વર અવતાર ન લે તો કંશ, રાવણ આદિનો નાશ કેવી રીતે થઇ શકે.

કાયમ પંથી—જે જન્મ્યા છે તે જરૂર નાશ પામવાના છે. કેવલ કર્તા અવતાર લેતા નથી. અને શરીર ધારણ કરત નથી તોપણ આ વિશ્વને એટલે આ જગતને પોતાની શક્તિથી કંઈ એ બ્રહ્માંડ ઉત્પન્ન કરે છે. તો પછી કંશ રાવણ આદિનો નાશ કરવો એતો હાથીના પગ નીચે કીડી ચગદાઈ જવા જેવું છે.

તે એક દેશી કેવલ કર્તા પોતાના પરમપ્રકાશથી સઘળે

વ્યાપક હોવાથી કંશ રાવણના શરીરમાં પરિપૂર્ણ થઇને રહ્યા છે. માટે જે વખતે ઇચ્છે તે વખતે તેનું મર્મ છેદન કરી નાશ કરવા શકિતમાન છે. જે અનંત ગુણો કરડા સ્વભાવ યુકત કૈવલ કર્તાને એક ક્ષુદ્ર જીવને મારવાને વાસ્તે જન્મ મરણવાળો માને છે, તેને મૂર્ખ સિવાય બીજી શી ઉપમા મળી શકે? જો કોઈ કહે કે જનનો ઉદ્ધાર કરવાને અવતાર લેછે તોપણ તે સત્ય નથી. કારણકે ઈશ્વરીય આજ્ઞાનું પાલણ કરવાને જે ભકત પ્રમાણિકપણે રહે છે; અગર તો ચાલે છે તો તે ભકત જનોનો ઉદ્ધાર કરવાને ઈશ્વરમાં સંપૂર્ણ રીતે સામર્થ્ય શકિતઓ છે. પૃથ્વી, સૂર્ય, ચંદ્ર વિગેરે ઘણાએક સ્થાનો કૈવલ કર્તા ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરી શકે છે, તો પછી તેના કરતાં કંસ રાવણ આદિનો વધ, ગોવર્ધન પર્વતને ઉપાડયો એ વિગેરે કામો કરવા એ શું કઠીણ છે? યદિ કોઇ સૃષ્ટિનો વિચાર કરે તો न भूता न भविष्यति ઇશ્વર સમાન કોઈ નથી ને નથી થનાર. ઇશ્વરનો જન્મ યુકિતથી પણ સિદ્ધ થતો નથી. જવા આવવા રૂપ, ગતિ, સૂન્ય અગર તો જેને આપણે અવકાશ (પોલાણ) કહીએ છીએ એવા જે અવકાશને કોઈ કહે કે ગર્ભમાં આવ્યું અગરતો મુઠીમાં લઈ લીધું તો તે કહેવું સદા અસત્યજ છે, તેવીજ રીતે યુકત પ્રકાશની ગતિ સૂન્ય અનંત એક દેશમાં રહ્યા છતાં પ્રકાશ રૂપે

સર્વ વ્યાપક કેવલ જન્મ લેછે એ કહેવું ઘણુંજ અસત્ય છે જયાં જે ન હોય ત્યાં જવું તેનું આવવું થઇ શકે છે. તો શું પરમેશ્વર પ્રકાશરૂપે સર્વ વ્યાપક ગર્ભમાં ન હતો કે! જેથી તેને અંદરથી બહાર આવવું પડયું. માટે ઇશ્વર વિષયમાં (જન્મલે છે) એમ કહેનાર અગર માનનાર વિદ્યાહીન સિવાય એવો કોણ બીજો મૂર્ખ હોય તે આવું બકયા કરે. અતએવ સિદ્ધ થાય છે કે ઇશ્વરનો ગમન આગમન જન્મ અને મરણ થઇ શકતાંજ નથી.

ગપ્પીને ત્યાં ગપ્પી ગયા આવો ગપ્પી ભાઇ.

કાયમ સમાજી બંધુઓ, જુઓ, વળી એવુંને એવુંજ એક બીજુ ગપોડું.

શૈવ્ય— હરિદ્વાર સ્વર્ગનું દ્વાર છે. હરની પેઢીમાં સ્નાન કરવાથી બધા પાપ છુટી જાય છે. તપોવનમાં રહેવાથી તપસ્વી થવાય છે. દેવ પ્રયાગના ગંગોત્રીના મુખમાં, ઉત્તર કાશીમાં; ગુપ્ત કાશીમાં, અને ત્રીયુગમાં નારાયણનાં દર્શન થાય છે. કેદાર અને બદ્રીનારાયણની પૂજા છ માસ મનુષ્ય અને છ માસ દેવતાઓ કરે છે. મહાદેવનું મુખ નેપાળમાં પશુપતિ છે, ઉપલું ધડ કેદારમાં, જાનુ ( ઘુટણ ) તુંગનાથમાં અને પગ અમરનાથમાં છે. એના દર્શન અને સ્પર્શ કરવાથી મુક્તિ મળે છે, કેદાર અને બદ્રીમાંથી સ્વર્ગમાં જઇ શકાય છે.

કાયમપંથી—-હરદ્વારની ઉત્તર પહાડોમાં જવાનો એક માર્ગ શરૂ થાય છે. હરની પેઢીમાં સ્નાન કરવાને માટે કુંડમાં પગથીઆં બનાવ્યાં છે. ખરૂં પૂછો તો "હાડ પેઢી" છે કારણ કે તેમાં દેશ દેશાન્તરમાં મરેલાનાં હાડકાં પડ્યા કરે છે. કર્મના ફળ ભોગવ્યા સિવાય પાપ કદી પણ છુટી શકતાં નથી. ગમે તે પેઢીમાં સ્નાન કરો તો શું થયું. તપોવન જે વખતે હશે તે વખતે હશે. હાલ તો 'ભિક્ષુક વન" છે તપોવનમાં માત્ર જવાથીજ તપ થઈ શકતું નથી. તપ તો કરવાથીજ થાય છે. કારણકે ત્યાં ઘણા જુઠું બોલનાર દુકાનદારો રહે છે. "हिमवत प्रभवती गंगा" પહાડ ઉપરથી પાણી પડે છે ગાયના મુખનો આકાર પૈસા ધુતનાર કોઈએ બનાવ્યો હશે. તેજ પહાડ પોપલોકોનુ સ્વર્ગ છે. જેમ જેમ પહાડ ફાટે છે તેમ તેમ પોપલોકો અંદ-રથી નીકળ્યા કરે છે. ઉત્તર કાશી આદિ સ્થાનો ધ્યાનીઓ માટે સારાં છે પણ દુકાનદારોને માટે ત્યાં દુકાનદારી પણ છે. પોપજી ગભરાતા નહિ કારણકે ત્યાં તમારી દુકાન ચાલશે, દેવ પ્રયાગ આદિ પુરાણના ગપોડાંની લીલા છે. અલખનંદા અને ગંગા જ્યાં મળે છે ત્યાં દેવતાઓ વસે છે, જો એવાં ગપ્પાં ન મારે તો ત્યાં કોણ જાય. અને ત્યાં કોણ પસા આપે ? ગુપ્ત કાશી નથી તે તો પ્રસિદ્ધ કાશી છે.

શૈવ્ય—વિંધ્યાચળમાં કાલી વિંધ્યેશ્વરી અને અષ્ટ ભુજી દેવી પ્રત્યક્ષ સત્ય છે. વિંધ્યેશ્વરી ત્રણ વખતમાં ત્રણ રૂપ બદલે છે, તેના વાડામાં એક પણ માખી રહી શકતી નથી. પ્રયાગ એ તીર્થરાજ છે, માથું મુડાવવાથી સિદ્ધિ થાય છે. ગંગા અને જમનાના સંગમમાં સ્નાન કરવાથી ઇચ્છા સફળ થાય છે. તેવીજ રીતે અયોધ્યા કેટલીક વખત વસ્તી લઈને સ્વર્ગમાં ચાલી ગઈ છે. મથુરાં બધાં તીર્થો કરતાં ઉત્તમ છે. વૃન્દાવન લીલા સ્થાન છે. ગોવર્ધનની યાત્રા તો મોટું ભાગ્ય હોય તોજ થઈ શકે છે. જ્યારે સૂર્ય ગ્રહણ થાય છે. ત્યારે તો લાખો માણસનો મેળો ભરાય છે. શું એ બધી વાત ખોટી છે ?

કાયમપંથી—આંખથી પ્રત્યક્ષ દેખાય છે કે પાષાણની ત્રણ મૂર્તિઓ છે. વિંધ્યેશ્વરીના ત્રણ વખતે ત્રણ રૂપ બદલવાં તે પુજારી લોકોનું વસ્ત્રાભૂષણાદિ પહેરવાવની ચતુરાઇ છે. માખીઓ ત્યાં લાખો હોય છે. તે મારી આંખેથી જોયું છે. પ્રયાગમાં મુંડન કરાવવાથી સિદ્ધિ થાય છે. એ તો કોઇ નાઇએ (હજામે)એ શ્લોક બનાવી લીધો હશે. અથવા તો કોઇ પોપજીને ધન આપી બનાવી લીધો હશે. જો પ્રયાગમાં સ્નાન કરવાથી સ્વર્ગે જવાતું હોય તો કોઈ પણ સ્નાન કરી ઘેર પાછો ન આવવો જોઇએ. સીધો સ્વર્ગમાંજ ચાલ્યો જવો જોઇએ. પરંતુ જ્યારથી સ્નાન કરી લોકો

ઘેર આવતા જોયા છે. ત્યારથી સિદ્ધ થાય છે કે પ્રયાગ આદિ તીર્થમાં સ્નાન કરવાથી કોઈ પણ સ્વર્ગમાં જતુ નથી. તેમ છતાં સ્નાન કરતી વખતે ડુબી મરતો હશે તો તે પણ જીવ આકાશમાં ઘુમી, ફરી જન્મ લેતો હશે. "તીર્થરાજ" એ નામ ટકા લેનાર માણસે પાડયું હશે. જડપદાર્થમાં રાજત્વ તથા પ્રજાત્વ હોતું નથી. આ બાબત ઘણીજ અસંભવીત છે કે આ અયોધ્યા નગરી ત્રણ વખત પ્રજા, કુતરાં, ગધેડાં. ભંગી, ચમાર, પાયખાના આદિ સહીત સ્વર્ગમાં ગઇ, સ્વર્ગમાં તો નથી ગઈ જયાં છે. ત્યાંની ત્યાંજ છે પરંતુ પોપજીના મુખમાંથી નીકળતા ગપોડા રૂપ સ્વર્ગમાં અયોધ્યા ઉડી ગઇ એ ચોકશ છે. એવીજ રીતે પોપજીના એ ગપોડામાં એ શબ્દો ઉડયાજ કરે છે, વળી તેવીજ રીતે નૈમિષારણ્ય આદિની જે વાત છે તે પણ એ પોપજીની લીલાજ સમજવી. "મથુરા ત્રણ લોકથી ભિન્ન છે," એ વાત જુઠી છે, પણ એમાં ત્રણ જંતુ વિલક્ષણ લીલાધારી રહેછે. જેને જોઇ જલમાં, સ્થળમાં અને ઝાડ તથા ઘરની ઉપર પ્રાણીઓને સુખ મળતું નથી, (૧) સ્નાનાર્થ આવેલા મનુષ્યની પાસે પોતાનો કર લેવા માટે ચોબાઓ ઉભા થઇ બકે છે કે હે યજમાન લાવો ભાંગ, મરચી, અને લાડવા ખાઇપીને યજમાનની જય મનાવીએ.

(૨) જળમાં મોટા મોટા કાચબા હોય છે, જેથી ઘાટ ઉપર સ્નાન કરવું ઘણુંજ કઠણુ થઇ પડે છે.

(૩) લાલ મોં વાળા વાંદરા કે જે પાઘડી, ટોપી, ઘરેણાં અને જોડા પણ છોડતા નથી, કરડે છે અને વખતે ધક્કો મારી પાડી પણ નાંખે છે. બસ એ ત્રણ પોપજી અને પોપજીના ચેલાના પુજનીય છે.

કાચબા ચણાથી, વાંદરા, ચણા ને ગોળથી અને ચોબા દક્ષિણા અને લાડવાથી એના સેવકો પર પ્રસન્ન રહે છે. વૃંદાવન તો જ્યારે હતું ત્યારે, અત્યારે તો વૈશ્યાવન છે. લલ્લા લલ્લી અને ગુરૂ ચેલાની લીલા ફેલાઇ રહી છે. તેવીજ રીતે દિપમાળીકાનો મેળો છે.

ગોવર્ધન અને વ્રજ યાત્રામાં પુરાણીઓને ઘણુંજ ફાવ્યું છે. કુરૂક્ષેત્રમાં પણ તેજ જીવીકાની લીલા સમજી લો. જો કોઇ ધાર્મિક, પરોપકારી પુરૂષ છે, તેજ એ પોપ લીલાથી અલગ રહે છે.

શૈવ્ય—મૂર્તિપૂજા અને તીર્થો સનાતનથી ચાલ્યાં આવે છે. એ ખોટાં કેમ થઇ શકે? તમારી વાક ચતુરાઇથી કાંઇ ખોટાં થઇ શકે તેમ નથી.

કાયમ પંથી—તમો સનાતન કોને કહોછો? જો કહોકે જે હંમેશાંથી ચાલ્યું આવતું હોય તે. તો તે વેદ

અને મહામુનીઓ, બ્રાહ્મણાદિ ગ્રંથોમાં એનું નામ કેમ નથી. મૂર્તિ પૂજા અઢી, ત્રણ હજાર વર્ષની અંદર વામ-માર્ગીઓ અને જૈનીઓએ ચલાવી છે. તે પહેલાં આર્યવર્ત દેશમાં મૂર્તિપૂજા અને ઉપર બતાવેલાં તીર્થો ન હતાં. જ્યારે જૈનોએ ગિરનાર, પાલીતાણા શિખર શેત્રુંજો અને આબુ આદિ સ્થળે તિર્થ બનાવ્યાં. ત્યારે તેને અનુસરી આ તરફના લોકોએ બનાવી લીધાં. કોઇ માણસે તેના આરંભની પરીક્ષા કરવી હોય તો, પંડયાઓની જુનામાં જુની વહી જોવી અને તાંબાના પત્રો ઉપર લખાયલા લેખો જોવા તો યથાર્થ નિશ્ચય થશે કે આ બધાં તીર્થો પાંચસો અથવા હજાર વર્ષની અંદર બનેલાં છે. હજાર વર્ષ પહે-લાંના લેખ કોઇની પાસે નથી એથી સિદ્ધ થાય છે કે મૂર્તિ પૂજા અને તીર્થો આધુનિક છે. કેમ પોપજી એ વાત સાચી છેને? હા ત્યારે અત્યાર સુધી તમે શું ધુળ સમજ્યા?

શૈવ્ય—જે તીર્થનું મહાત્મ્ય છે, જેમકેઃ—अन्य क्षेत्रे कृतम् पापं काशी क्षेत्रे विनश्यति

આ જીવોના જે જે કરેલાં પાપો તે કાશી આદિ તિર્થોમાં સ્નાન કરવાથી અગરજો કાશી વિશ્વનાથના દર્શન કરવાથી પાપથી નિવૃત થઈ મુક્તિ મળે છે, એ વાત સાચી છે કે ખોટી?

કાયમઃ—એ તમારૂં માનવું ઘણુંજ ખોટું છે. કારણ કે પાપ જો છુટી જતાં હોય તો દરિદ્રોને આંધળા, પાંગળાં, પત ગર્મીવાળા કોઢેલા; અને જાળંધર જેવા મહારોગોથી ઘેરાયેલા તે સ્નાન અને વિશ્વેશ્વર તથા તિર્થોના દર્શન કરતાંજ પાપથી મુકત થઈ સાજા બની જવા જોઇએ. પરંતુ એમ તો બનતુંજ નથી તેમ છતા બનતું હોય તો તેજ તિર્થો ઉપર ઘણા પ્રકારની ગરમીઓથી પોપજીનાં છોકરાં તથા સહ કુટુંબ પરિવાર સમસ્ત રોગોથી ઘેરાયલા તેઓ ઘણા જોવામાં આવે છે; તેજ ઘાટ ઉપર પડયા પડયા સડે છે. તો પણ રોગથી મુક્ત થતા નથી. તમારૂં કહેવું સાચું હોય તો, તમારા રોગો તો જલદી મટી જવા જોઇએ. અરે ! થવાજ ન જોઇએ, તો પછી મટવાની વાત શી. વળી જ્યાં જ્યાં પાપને નષ્ટ કરવા વાળા તિર્થો છે, ત્યાં ત્યાં હોસ્પિતલો ડોકટરો, વૈદ, અને દવા વિગેરેની જરૂરજ ન પડતી હોવી જોઈએ. કારણ કે તમો તો સ્નાન કરી મુક્ત થાઓ, એટલી જરૂર નથી.

નારાયણ શિવ અને ભગવતીના નામ સ્મરણથી કદી પણ પાપ છુટતું નથી. જો પાપ છુટી જતું હોય તો કોઇ પણ દુઃખી રહે નહિ. પાપ કરવાથી કોઈ પણ ડરે નહિ. આજ કાલ મૂર્ખ લોકો પોપની જાળમાં ફસી પાપ વધારે ને વધારે કરતા જાય છે. કારણકે એઓને વિશ્વાસ છે કે અમો

નામસ્મરણથી અગર તો તિર્થો યાત્રા કરી પાપથી મુક્ત થઈ શકીશું એ વિશ્વાસ પર રહી આ લોક અને પરલોકથી ભ્રષ્ટ થાય છે.

કરેલા પાપ મનુષ્યને અવશ્ય ભોગવવાં પડે છે, એ છુટતાં નથી. તેમ છતાં પુરાણીઓનાં પાપ છુટી જતાં હોય તો તેમનાં છોકરાં તો સિદ્ધા સ્વર્ગમાંજ ચાલ્યા જતા હશે.

શૈષ્ય:—તો શું તિર્થ અને નામ સ્મરણ સત્ય નથી ?

पस्यात्य बुद्धि कु पणे त्रिधातु के स्वधा कलत्रादिषु ओम् इज्यधी; य तिर्थ बुद्धि सलिलेन कर्हि चिज्जनेष्यमि ज्ञपूनः एवे गो स्वर ।

અર્થ:—ભગવત-સ્કંદ-૧૦ આ ૮૪. મં. ૧૩ શું કહે છે ? કાષ્ટ પાષાણાદિમાં જે પૂજ્ય બુદ્ધિ રાખે છે. તથા વિદ્વાનોને છોડી પાણીમાં તિર્થ બુદ્ધિ રાખે છે. તે ખર ( ગધેડા ) સમાન છે તથા તેજ અધ્યાયમાં ભગવત કહે છે, કે જે મૂર્તિનેજ પૂજ્ય સમજે છે તથા તિર્થોને સ્વીકારે છે કે એજ મારી મુક્તિ આપનાર છે. એવા મનુષ્યો બાળક કરતાં વધારે અવિવેકી છે. પરંતુ તત્વવેત્તા જે વાકે સાધુઓનો સત્તસંગ, સમાગમ કરી પોતાના પૂજ્ય માનતો નથી તે જીવ પશુ સમાન છે.

શૈષ્ય:—તિર્થ તમો કોને માનો છો. ?

કાયમ પંથી—उचासना शोइ मार पिता सुत ॥
शिशकु गुरु संतनकि
प्रतिवृता निज पियु शेवनकि
प्रित सहित तन मनकि. स. चि.

શ્રી પરમ પૂજ્ય કુવેર સ્વામી માહાત્માએ નિરૂપણ આપેલું છે કેઃ—

સંસારમાં સુખદુઃખ વેઠી જન્મ આપનાર એવાં જે આપણા માબાપ તેવોની સાથે પુત્રને માબાપ ઉપર કદી પણ અભાવ ન કરતાં તનમન અને ધનથી તેમની સેવા કરવી એ પુત્રની ફરજ અને એજ ધર્મ છે. માબાપને પુત્રે કોઇ જાતનું દુઃખ ન દેવું. અને તેમને પાળવાં તેમજ તેમનું ચોગ્ય વચનોનું ઓલંગન ન કરવું એટલુંજ નહિ પણ માત પિતાને તિર્થરૂપ માની સદા તેમની સેવા કરવી એ પુત્રનો ધર્મ છે.

येनास्य पितरो याता येन याता पितामहाः
तेनया यात्स तां मार्ग तेन गच्छन्न रिष्यते ॥मनु. ४॥१७८॥

જે માર્ગમાં પિતા અને પિતામહ ચાલ્યા છે, તેજ માર્ગમાં એ સંતાનોએ ચાલવું. પરંતુ (सताम) જો સત્ય રૂપ પિતા પિતામહ હોય તોજ તેના માર્ગમાં ચાલવું અને જો દુષ્ટ હોય તો તેના માર્ગમાં ચાલવું નહિ. કારણકે ઉત્તમ

ધર્માત્માના માર્ગમાં ચાલવાથી દુખી થવાતું નથી, તેજ ધાર્મિક વિદ્વાન માતા પિતાના માર્ગમાં ચાલવું.

શિષ્યનો આવો ધર્મ છે કે ધાર્મિક ગુરૂની જોડાવવું અને તેમની શેવા કરવી, દાસત્વપણે રહી પુ ફરજ બજાવવી.

શૈષ્ય:—ગુરૂ કેવા જોઇએ, જેથી અમારાથી જો તેવી તેમની ઉપાસના બને અને કર્ત્તા સબંધી મેળવીએ. ?

ધાર્મિક વિદ્વાન, પરોપકારી, આત્માદર્શી મહા અનુ નિર્વૈરતા નિષ્કપટતા, સત્ય વક્તા, સત્ય માન્યતા ધાનુષ્ઠાન, સત્ય કાર્યતા, બ્રહ્મચર્ય સેવન, આચાર્ય, અ સાન્તતા શુંશીલતા, ધાર્મિક પુર્ષાર્થતા, જ્ઞાન અને વિર આદિગુણો જેની અંદર રહેલ છે. અર્થાત્ કૈવલ કર્તાની અક્યતા કરી આપી જન્મ મરણનું દુઃખ જે દુર તેવાજ ગુરૂ જોઇએ જેથી આ અસાર સંસારમાં વાર ફરવું મટે, વળી કૈવલ કર્તાથી અનેક જન્મોથી વિ પડેલા. હે ? જકતના જીવો પૂનઃ તમોને પરમ ગુરૂ સાથે દ્રશ્ય કરાવે એવા ગુરૂને હે શિષ્ય તારૂં તન અને ધન સમર્પીને રહે, સંસારમાં ડુબતો બચાવ સદ્દગુરૂ શિવાય બીજું કોઈ નથી. એવું હે ! શિષ્ય નિશ્ચય માનજે.

त्वमेव माता च पिता त्वमेव, त्वमेव बंधु च सखा त्वमेव;

त्वमेव विद्या च द्रव्यम् त्वमेव, त्वमेव सर्वम् मम देव देवा ॥

આ પ્રમાણે શિષ્યે ગુરૂની આગળ સ્તુતિ કરવી પોતાના દોષ અને ગુણો આગળ જણાવવા. ગુન્હાહાની માફી માગવી. ફરીથી ન કરવા ગુરૂ સદ્બોધ આપે તે ગ્રહણ કરવો, તેમની પાસે સુક્ષ્મ વેદનો અભ્યાસ કરવો ઇત્યાદિ ઉપદેશને અનુસરી ચાલે તેનેજ શિષ્ય કહેવામાં આવે છે. શિષ્યને પોતાનો ધર્મ સાચવવો એજ શિષ્યની શિષ્યતા છે.

સ્ત્રીએ સ્ત્રી ધર્મ પ્રમાણે પોતાના પતિની સેવા કરવી પતિને આધીન રહી પતિના હુકમમાં વર્ત્તવું, પતિ સુખી દુઃખી હોય તો તે દુઃખનો સ્ત્રીએ પણ ભાગી સમજી બનતા પ્રયત્નથી બચાવ કરવો, એ સ્ત્રીનો ધર્મ છે. એમાંજ સ્ત્રીની યોગ્યતા રહેલી છે. અને ધર્મની ઉન્નતિ પણ એમાંજ રહેલી છે.

संन्तुष्टो भार्यध्या भत्तामर्त्रा भार्य्या तथै वच.

यस्मिन्ने व कुले नित्यम् कल्याणं तत्रवै ध्रुवम् ॥

મનુ ॥ ૩)

જે ઘરમાં સ્ત્રીથી પતિ અને પતિથી સ્ત્રી સંતુષ્ઠ છે, તેજ ઘરમાં આનંદ, લક્ષ્મી અને કિર્તિ નિવાસ કરે છે.

તેજ ઘરમાં સદા સંપ રહેછે બાકી કલેશ, નિંદા, ચુગલી, પ્રપંચ, ઈર્ષા, આફ્સ, વિરૂદ્ધ, ટંટા, ફરિયા, કુસંપ જ્યાં સદા નિવાસ કરે છે, તે ઘરમાં જાગૃત શું પણ સ્વપ્નાંતરે સુખની પ્રાપ્તિ થતી નથી. માટે સ્રીએ પતિથી અને પતિએ સ્રીથી સંતુષ્ટ રહેવું જોઈએ. એથીજ સર્વ સુખો પ્રાપ્ત થાય છે. ખરૂં પૂછો તો ખરૂં તીર્થ એજ છે. નહિ કે યાત્રાઓમાં ભટકી મરવું, લાજ આબરૂ ગુમાવવી, ભુખ, પ્યાસ વેઠી દુખી થવું.

" અબકે કહું નર નીપત નઠારા ભાવવિના જે ભડવા.
દેવલ દહેરાં ફરે ફટારા ખોટી થઇને ખદવા.

સંસારમાં વિષયના લફંગાઓની જ્યારે વધુ સંખ્યા વધી જાય છે ત્યારે દેશ ઉપર એટલે ઘરગામ, શહેર વિગેરેમાં દુખોની આપત્તિઓ આવી પડે છે. તેઓ સમયને નહિ જાણતાં કેવળ વિષયના તરંગોને આધીન થઇ જીંદગી વ્યતીત કરે છે. કેટલાંક માણસો ઘેરથી નીકળી તીર્થનો આશ્રય લઇ પોતાના ખોટા મનોરથો પરિપૂર્ણ કરે છે. કેટલાક મનુષ્યો ઘર ગામ કે શહેરના નિવાસીઓમાં જેટલા બદમાસો છે. તેઓ પરસ્રીઓની સાથે પહેલેથી સંકેત કરી રાખી કાશી, દ્વારિકાં, રામેશ્વર, જગન્નાથ, બદ્રિકાશ્રમ વિગેરે સ્થળોમાં યાત્રા કરવા જાય છે, ત્યાં તેઓ મન ગમતું ચાલે છે. તે દુરાચારીઓ દેહેરાંઓમાં જઇ એવો

તો અધિકાર જણાવે કે અમોજ મોટા ભકત છીએ. આંખો ફાડી જોવું ગાલમાં ટપલીઓ મારવી, નાક પત્થર સાથે ઘસી નાખવું તેઓ સારી રીતે સમજેલા છે.

"તે દેવલ દહેરાનું પુંજન જીવવિના કુણ જાણે"
જ્ઞાનીનો સત્સંગ તજીને શું જલપ્યા જળ પહાણે

અમારૂં એ કથન નથી કે યાત્રી લોકોજ દુરાચારી હોય બીજાઓ નહિ પરંતુ તેના પુજારારીઓ એવા તો બગડેલા હોય છે કે સંસારમાં બીજા ભાગ્યેજ જોવામાં આવે. દહેરામાં જ્યારે બાનુઓની હાજરી વધારે હોય ત્યારે પુજારીઓને એટલો તો હર્ષ થાય છે કે આજે ચક્રવર્ત્તિ રાજ્યાભિષેક મને થયો. એ હર્ષના માર્યા ઠાકોરને ઘણા સારા સણગારી ઘંટનાદ, ઝાંઝ, નગારાં વગેરે ઠોકાઠોક કરી મૂકે છે. અર્થાત્ જે પ્રકારે બાનુઓ ખુશ થાય તેજ પ્રકારે પ્રાય.કરીને વર્તે છે. જો તમે એમ કહો કે અમો મૂર્તિ ઉપાસક હોવાથી અમારે એની જરૂર છે. એટલુંજ નહિ પણ અમારા ધર્મની ફરજ બજાવી અમો મોક્ષ પ્રાપ્ત કરીએ છીએ. જો એવું તમે માનતા હોતો તમો નક્કી માનજો કે પાષાણાદિક મૂર્તિની ઉપાસના કરવાથી કદીપણ મોક્ષ થઇ શકતો નથી દેવલ દેહરાં વગેરેની ઉપાસના કરવી એ મૂર્ખનું કામ છે. જ્ઞાનીનું નહિ. જે જાગૃત પુરૂષો પ્રત્યક્ષ તમારૂં કલ્યાણ કરે એવાને પૂઠ

દઇ જડને યાચવું પાષાણાદિક મૂર્તિ બનાવી તેની પાસે માગવું એને શું મહા મૂર્ખ ન કહેવા ? જેમ પતંગીઉ દિવાને દેખી ઝંપલાવે છે, તેવીજ તમારી દશા થાય છે.

"જળ નવ બોલે પત્થર કતોલે, સેવતણી સુરગાઇ"
બીન ચુગીએ ચિત્રકી સુરભી, દેત પય ખંતાઇ

યાત્રાવાસી અહીંથી હજારો ગાઉ જઈ ગંગા, યમના વિગેરે સ્થળોમાં સ્નાન કરે છે અને કહે છે કે હમે પાપથી મુકત થયા. પણ એ ગંગા, યમનાએ કોઈ યાત્રા વાસીને ન કહ્યું કે તું ભૂખ્યો, તરસ્યો, સુખી, દુઃખી ઘણોજ થયો હશે. મારે માટે દુઃખ ઉઠાવી આટલે બધે આવવું થયુ માટે આ તૈયાર ભોજન લઇ સંતુષ્ઠ થા. ઉલટા દુખમાં પડી ઘણા બીમાર થાય છે, કેટલોક પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો છે કે બદ્રિનારાયણ જઇ આવનાર મરી પણ ગયા છે. છોકરાંને રવડતાં મૂકી મરણ સમાધી લેવી પડી છે. જેમ ચિત્રેલી ગાય દુધ નથી આપતી તેમ પત્થરના બનાવેલા દેવ મુક્તિ નથી આપતા.

"તબતે તીર્થ વ્રત વિના ફળ, દેખો નજર પસારી"
નિષ્ફળ સારૂ લાજ તજીને, શું ભટકો નરનારી

- યાત્રીઓએ યાદ રાખવું જોઇએ કે તીર્થ વ્રત કરવાથી કોઇ જાતનું ફળ મળે તેમ નથી. મુકિતના ફળને બદલે

તમોને રોગ ફળ મળે છે. લાજ આબરૂને દુર કરી તીર્થમાં ભટકવું એ શું ભુલ નથી કે?

શૈવ્ય—દાનનું ફળ અહીં મળે છે કે પરલોકમાં!

કાયમ પંથી—સર્વત્ર મળે છે. એક દેશમાં નહિ.

શૈવ્ય—સ્વયમ મળે છે કે કોઇ આપનાર છે?

કાયમ પંથી—ફળ આપનાર નિયંતા કૈવલ છે, જેમ ચોર અથવા લુટારૂ માણુસ કાળાગૃહમાં જવાને અન ઇચ્છુ હોય છતાં રાજા આદિ તેવોને ન્યાય કરી શિક્ષા કરે છે. તેમજ પુણ્ય પાપના સુદુખ, રૂપ ફળ આપનાર નિયંતા કૈવલ પ્રભુ છે.

શૈવ્ય-ગરૂડ પુરાણુ આદિ ગ્રંથો તમારા જ્ઞાનને પુષ્ટિ આપનાર છે કે નહિ?

કાયમપંથી—નહિ તે ઉલટું કર્તા સબંધી જ્ઞાનની વિરૂદ્ધ છે. તંત્ર આદિ ગ્રંથો તેવાજ છે, જેમ અમુક માણુસ અમુકનો મિત્ર થઇ બાકીના બધાનો શત્રુ થાય છે. તેમ પુરાણુને તંત્રાદિ ગ્રંથનો માનનાર થાય છે. કારણુ એ ગ્રંથો એક બીજાની સાથે વિરોધ ઉત્પન્ન કરાવનારા છે. એ ગ્રંથોને માનવા એ કાંઇ વિદ્વાન માણુસનું કામ નથી (પ્રત્યુત) એને માનવાથી અવિદ્વતા પ્રતિત થાય છે. શિવપુરાણુમાં ત્રયોદશી અને સોમવાર આદિત્ય પુરાણુમાં રવિવાર ચંદ્ર-ખંડમાં સોમગ્રહવાળા મંગળ, બુદ્ધ, બૃહસ્પતિ, શુક્ર,

શનિ, રાહુ કેતુની વૈશ્નવ એકાદશી, વામન દ્વાદશી, નૃસિંહ અથવા અનંત ચતુરદશ, ચંદ્રમાની પૂર્ણમાસી, દિક્પાલોની દશમી, દુર્ગાની નવમી, વશુઓની અષ્ટમી, મુનીઓની સપ્તમી, સ્વામી કાર્તિકેયની છઠી, નાગની પંચમી, ગણેશની ચતુર્થી, ગોરીની ત્રુતિય, અશ્વનીકુમારની દ્વીતીઆ, આદ્યા દેવીની પ્રતિપદ અને પિતૃઓની અમાવાસ્યા આ બધા દિવસો પુરાણની રીત પ્રમાણે ઉપવાસ કરવાના છે અને તે પુરાણોમાં લખ્યું છે કે ઉક્ત વારમાં અથવા ઉક્ત તીથીઓમાં અન્નાદિ પદાર્થ ખાવા નહિ તેમ છતાં અન્ન ખાશો તો જરૂર નર્કમાં જશો. તે પ્રતિજ્ઞા કરીને કહે છે. કહેલા દિવસોમાં અન્ન ખાનાર નર્કવાસજ કરે છે.

ત્યારે હવે પુરાણીને પૂછવું જોઇએ કે પોપજીએ અને તેના ચેલાઓએ કોઈ પણ વારમાં અથવા કોઇ પણ તીથિમાં હવે પછી ભોજન કરવું નહિ. કારણકે તે તહેવારમાં અને તે તે તીથિમાં ભોજન કરનાર માણસ પુરાણની રીતિ પ્રમાણે નર્કમાં જાય છે. નિર્ણયસિંધુ; ધર્મસિંધુ, અને વૃત્તાર્ક આદિ ગ્રંથો કે જે પ્રમાદિ લોકોએ બનાવ્યા છે, એ ગ્રંથોમાં એક એક વ્રતને માટે વ્યર્થ વિવાદ કરેલ છે જેમકે, એકાદશીએ શૈવ દશમી વિદ્ધ અને કોઈ દ્વાદશીમાં પણ એકાદશી વ્રત કરે છે. વાહરેવાહ, શી લીલા રચી છે. ભુખ્યા મરવાનાં પણ વાદવિવાદ !!!

એકાદશી વ્રતમાં એ લોકોનો સ્વાર્થ સમાવેલો છે. વ્રત નીરૂપણ કરવામાં એ લોકોએ જરાપણ દયા વાપરી નથી. તેઓ કહે છે કે.—

ऐकादश्यामन्ने पापानि वसन्ति.

જેટલાં પાપ છે તે બધા એકાદશીને દિવસે અન્નમાં રહે છે. એજ પોપજીને પૂછવું જોઇએ કે કોના પાપ એમાં રહે છે! તમારાં કે તમારા બાપનાં! જો બધાં પાપ એકાદશીને દિવસે અન્નમાં રહેતાં હોય તો કોઇપણ દુખી ન રહેવું જોઇએ. પણ એમ બનતું નથી. ઉલટું તે દિવસે ભુખ્યા રહેવાથી દુઃખ અધિક થાય છે. દુઃખ એ પાપનું ફળ છે. ભુખે મરવું એ પાપ છે. એનું મોટું મહાત્મ્ય એ માટે લખ્યું છે કે, એ મહાત્મ્ય વાંચવાથી ઘણા લોકોને ઠગી શકાય. એમાં એક દંત કથા છે કેઃ— બ્રહ્મલોકમાં એક અપ્સરા હતી તેણે અમુક અપરાધ કર્યો કે તું પૃથ્વી ઉપર પડ, અપ્સરાએ સ્તુતિ કરી કે હવેથી હું ફરી અહીં કેવી રીતે આવીશ? શ્રાપદાતાએ કહ્યું કે, જ્યારે તને કોઇ એકાદશી વ્રતનું ફળ આપશે ત્યારે તું સ્વર્ગમાં આવીશ. ત્યારપછી, તેણી એક વિમાન ઉપર બેસી એકાએક નગરમાં ઉતરી પડી. ત્યાં રાજાએ તેણીને પૂછ્યું કે તું કોણ છે? તેણીએ પોતાનો બધો વૃતાંત સમજાવી દીધો, ત્યારપછી તેણીએ કહ્યું કે, જો કોઇ મને એકાદશી વ્રતનું ફળ આપે

તો હું પાછી સ્વર્ગમાં જાઉં. રાજાએ નગરમાં તપાસ કરાવી પણ કોઇ એકાદશી વ્રત કરનાર મળ્યું નહિ, પછી એક દિવસ શુદ્રને ઘેર સ્ત્રી અને પતિમાં કુલાહલ થયો તેથી સ્ત્રી ક્રોધની મારી રાત દિવસ ભુખી રહી. દૈવયોગથી તેજ દિવસે એકાદશી હતી. રાજાના નોકરોએ તેણીને પૂછ્યું. તેણીએ ઉત્તર આપ્યો હું એકાદશી સમજીને ભુખી રહી નથી, પણ અકસ્માત એ દિવસે ભુખું રહેવું પડ્યું હતું. નોકરો તેણીને રાજા પાસે લઇ ગયા. રાજાએ તેણીને કહ્યું, કે તું આ વિમાનને સ્પર્શ કર. તેણીએ સ્પર્શ કર્યો કે તુર્ત વિમાન ઉપર ચઢી ગયું. એ તો અજાણથી એકાદશી કરેલી તેનું ફળ હતું, પણ જો જાણીને કરે તો ફળનો પારાવાર રહેજ નહિ? વાહરે વાહ ? આંખનાં આંધળા લોકો, જો એ વાત સાચી હોય તો અમે એક શ્રીફળ કે જે સ્વર્ગમાં મળતું નથી તે મોકલવા ઇચ્છીએ છીએ. બધા એકાદશીના અનુયાયીઓ તમે બધા પોતપોતાના વ્રતનું ફળ આપી દો. જો એ નાળીએર ઉપર ચાલ્યું જાગે તો પછી લાખો અને કરોડો શ્રીફળ આપણે મોકલ્યા કરીશું. અને અમે પણ એકાદશીનું વ્રત કરીશું. પણ જો એમ નહિ થાય તો તમને ભુખે મરવારૂપ આપત્ય કાળમાંથી બચાવીશું.

ચોવીશ એકાદશીનાં નામ ભિન્ન ભિન્ન રાખેલાં છે. કોઇનું નામ (ધનદા) કોઇનું નામ (કામદા)–પુત્રદા, (નિર્જલા)

ઘણા કામીઓ અને ઘણા નિર્વંશી લોકો એકાદશી કરતા કરતા ઘરડા થઇ મરી ગયા. પણ ધન, કામ, અને પુત્ર પ્રાપ્તિ થઇ નહિ.

જ્યેષ્ઠ માસના શુકલ પક્ષમાં જે વખતે એક ઘડી પણ જો માણસને પાણી ન મળે તો અકળાઈ જાય છે, એમાં (નિર્જલા) એકાદશી આવે છે. તે વખતે વ્રત કરનારાઓને ઘણુંજ દુઃખ થાય છે. ઘણે ભાગે બંગાળામાં બધી વિધવા સ્ત્રીઓની એ એકાદશીના દિવસે ઘણી દુદર્શા થાય છે. એ નિર્દય કસાઇને લખતી વખતે ( વેળાએ ) મનમાં જરાપણ દયા ન આવી ??? નહિ તો (નિર્જલા)નું નામ સર્જલા રાખત. અને પોષ માસના શુકલ પક્ષની એકાદશીનું નામ નિર્જલા રાખત, પણ એ પોપને દયા સાથે શું કામ હોય? કોઇ મરો અગર જીવો પણ ગોરજીનું પેટ ભરો ગર્ભવંતી સ્ત્રીએ સદ્યો વિવાહિતા સ્ત્રીએ તથા બાળકોએ, ગુવાન પુરૂષોએ કદી પણ ઉપવાસ કરવો નહિ કદી ઉપવાસ કરવો હોય તો, જે દિવસે અજીર્ણ થાય અગર ભુખ ન લાગે તે દિવસે અર્કરાવત (શરબત) અગર દુધ પીને રહેવું. જે ભુખ લાગ્યા છતાં ખાતો નથી, અથવા ભુખ લાગ્યા સિવાય ખાય છે, તે બંને રોગસાગરમાં ગોથાં ખાય છે. એ સિવાયનું કથન અગર લેખન કોઇએ પણ પ્રમાણ માનવું નહિ. તેમ છતાં જો માનશો તો નકકી માનજો કે તમારાજ માટે આ ગર્ભસાગર ફરવાનો છે.

શેઠ્ય—કાશી, ગયા, આદિમાં શ્રાદ્ધ કરવાથી પિતૃઓ પાપથી મુક્ત થાય છે. ત્યાંના શ્રાદ્ધના પ્રતાપથી મરેલા વડીલોનો ઉદ્ધાર થાય છે. ત્યાં પિતૃઓ પોતાના હાથ લાંબા કરી પિંડ લે છે, એ શું વાત ખોટી છે?

કાયમપંથી—પોપજી એટલું કહો. દુનીઆમાં કરોડો માણસ મરે છે; એ બધા પિતૃઓ થઇ ગયા, શ્રાદ્ધ લેવા જાય છે તો ત્યાં કેવી રીતે માતા હશે? ગયાજીમાં પંડયાઓ ને પિતૃઓની ઘણી ઘીચ વસ્તી હોવાથી તેમને બહુ દુઃખ થતું હશે. આવી સર્વથા ખોટી વાત શા માટે કરો છો? જો પિંડ દેવાનો એ પ્રભાવ હોય તો પિતૃઓને સુખ થાય એ હેતુથી પિંડ નિમિત્તે લાખો રૂપીઆ આપવામાં આવે છે, તે ધનનો વ્યય ગયા નિવાસી પંડયાઓ વેશ્યા ગમનાદિ પાપ કર્મમાં કરે છે, તે પાપ કેમ છુટતું નથી? પિતૃ પિંડ હાથે કરીને લેતો નથી પણ પંડયાના હાથ સિવાય આજકાલ બીજા કોઇનો હાથ નીકળતો દેખાતો નથી. હાથ નીકળવો એ પણ કોઇ ધુર્તની લીલા હશે. કોઇ માણસને ગુફા ખોદાવી મહીં પુર્યો હશે અને ઉપર દર્ભ, ઇત્યાદિ કંઇ પણ પાથર્યું. હશે. એટલે "કોઇ આંખનો આંધળો અને ગાંઠનો પુરો" આશ્ચર્ય થયો હશે. અને ઠગાયો હશે. એ પ્રમાણે રાવણ વૈજનાથને લાગ્યો. એ પણ મીથ્યા વાતો લખી છે.

શૈવ્ય—અરાઢ પુરાણમાં ગરૂડ પુરાણ શું ખોટું છે ?

કાયમપંથી—હા; ખોટું નહિ ત્યારે શું ખરૂં છે ?

શૈવ્ય—ત્યારે મરેલા જીવની શી ગતિ થાય છે ?

કાયમપંથી—જેવાં તેનાં કર્મ.

શૈવ્ય—યમરાજા. તેનો મંત્રી, ચંદ્રગુપ્ત તેના કાજળના જેવા ભયંકર ગણો, તેઓ શરીર ધારી જીવોને પકડીને લઇ જાય છે. પછી પાપ પુણ્યાનુસાર સ્વર્ગમાં અગર નર્કમાં નાંખે છે. માટે દાન, પુણ્ય, તર્પણ અને શ્રાદ્ધ વિગેરે કરવાં એ શું ખોટું છે ?

કાયમપંથી—એ બધી વાત પોપલીલાનાં ગપોડાં છે. અન્ય સ્થળના જીવોને ત્યાં બોલાવી ધર્મરાજ તથા ચિત્ર-ગુપ્ત ન્યાય કરે છે, ત્યારે યમ લોકસ્થ જીવોના ન્યાયને માટે બીજો યમલોક માનવો કે ત્યાંનો ન્યાયાધિરાજ તેનો ન્યાય કરે છે ? જો એમના ગણોના શરીર પર્વત સમાન છે, તો દેખાતા કેમ નથી ? મરનાર જીવને લેવા આવનાર તે ગણોની એક નાની આંગળી દ્વારમાં આવી શકે નહિ. તેઓ સડક અને ગલીમાં કેમ અટકી શકતા નથી. જો તમે એમ કહો કે તેઓ સુક્ષ્મ શરીર ધારણ કરી શકે છે તો પ્રથમ તેમનાં પર્વત જેવડાં હાડપિંજર હતા તે પોપજીએ પોતાના ઘર સિવાય બીજે કયાં મૂકયાં હોય ?

જ્યારે જંગલમાં આગ લાગે છે, ત્યારે અસંખ્ય કીડીઓના જીવો શરીરને છોડે છે. તેને પકડવા એ અસંખ્ય યમગણો દોડાદોડ અને કુદાકુદ કરી મૂકે છે. તે વખતે કદાચ ઠોકર પણ લાગતી હશે તો તે વખતે જેમ પહાડના મોટાં મોટાં શીખરો તુટી પૃથ્વી ઉપર પડે છે, તેમ તેના શરીરના મોટા મોટા અવયવ ગરૂડ પુરાણ વાંચનાર અગર સાંભળનારના આંગણામાં તુટી પડતા હશે. તે વખતે લોકો બીચારા દબાઈ મરતા હશે. ઘરનાં દ્વાર અને સડક બંધ થઇ જતાં હશે તે વખતે લોકો બીચારા નીકળી કેવી રીતે ચાલી શકતા હશે ? તેમાં પોપજીનું તો હાડપિંજર ચુરેચુરા થઇ જતું હશે. તમારૂં કરાએલું શ્રાદ્ધ અને પિંડ મૃત જીવને તો નથી પહોંચતું પણ મૃત જીવોના પ્રતિનીધિ પોપજીના ઘરમાં ઉદરમાં, અને હાથમાં પહોંચે છે. જે વૈતરણીમાં તરવાને માટે ગોદાન દેવામાં આવે છે, તેને બદલે ગર્દ્ધદાન આપે તો ચાલે કે કેમ ? જો કહેશો કે, ના, ત્યારે તેના ઉત્તરમાં ગોનું પૂછ પકડવાથી પણ તરાય છે. તો પછી ગૌદાનજ આપવું એ ઇન્સાફ તો તમારા ઘરમાંજ થતો હશે. ખેર !? ગૌદાન તમોને ન આપતાં પાંજરાપોળમાં મુકી આવે તો શું હાનિ છે ? અગર કોઇ ગરીબને આપે. જો કહો કે અમોનેજ આપવી જોઇએ, તો શું કુદરત તરફથી તમારા નામનું રજીષ્ટર થયું છે ? અને થયું હોય

તો બતાવો. અગર એ ગાયનો ઉપયોગ યજમાન કરે તો વૈતરણી નદી નાખુશ થાય છે, કે તમે નાખુશ થાઓ છો? પુરાણીજી એટલું કહેતા જજો વૈતરણી નદી કઇ દિશામાં આવી, અહીંથી કેટલા માઇલ પર છે? આકાશમાં છે કે પાતાળમાં, આકાશમાં કયા ભાગમાં છે? અગર પાતાળમાં હોય તો તમારા પિતૃઓ પૃથ્વી ફોડીને કેવી રીતે ગયા? તમારા પિતૃઓ વૈતરણી ઉતરવા ગાયનું પુછડું પકડી જાય છે. એવી તમોને ખબર કોણે આપી? જે દિવસની દુનીઆ ઉત્પન્ન થઈ ત્યારથી અત્યાર સુધી કઈ કરોડો માણસ મરી ગયા, તે બધાઓને યમપુરીમાં રાખી મૂકયા હશે કે શું? તેઓનો ઉદ્ધાર થશે કે નહિ? એ વાતની ખરી ખબર તો પુરાણોજ જાણતા હશે કહો, તમારે ત્યાં કાગળ અગર તાર આવે છે! આવતા હોય તો બતાવો. વૈતરણી નદી કયા પર્વતમાંથી નીકળી કયા સાગરને મળે છે! એ તો પુરાણીજીના પુસ્તકમાં લખ્યું હશે. ગપ્પી પર્વતમાંથી નીકળી અને ગપ્પ સાગરમાં મળી, એમ જો હોય તો ઠીક છે. ભોળાભાઇઓને વૈતરણી, પૈતરણી કરી નાહક ભયભીત શામાટે કરો છો!

પુરાણી—ગરૂડ પુરાણ એ કંઇ અમારૂં બનાવેલું નથી પણ ખાસ શ્રીકૃષ્ણજીએ ગરૂડને સંભળાવેલું છે. માટે અમો સત્ય માનીએ એમાં આશ્ચર્ય શું! સત્ય વક્તા

માણસો જુઠું બોલતા નથી. તો એમને શો સ્વાર્થ હતો, કે ગરૂડને તેઓ ખોટો ઉપદેશ કરે!

કાયમપંથી—ઠીક! પુરાણીજી એટલું કહો, કઈ જગ્યા ઉપર ગરૂડને કૃષ્ણજીનો સંવાદ થયો, અને સંવાદ થતી વખતે લખવાને માટે તમો કે તમારા વડીલો ગયા હતા! કોણે લેખ લખ્યો? કે શ્રીકૃષ્ણે જાતેજ લખ્યો! વળી ગરૂડની ગણત્રી પક્ષીમાં થાય છે. તો પછી તેમણે ઉપેદશ કેમ કરી સાંભળ્યો! જો કહો કે ઉપદેશના પ્રતાપથી પક્ષીઓમાં સમર્થ શક્તિ આવે છે, તો તમારે પણ આટલું કામ કરવું જોઇએ કે ઘોડાં, ગધેડાં, કુતરાં, બિલાડાં મતલબ કે બધાં પશુ અને પક્ષીઓને ગરૂડ પુરાણ સંભળાવી બધાને મુકિત આપશો કે કેમ? દુનિયામાં ગરૂડ એકલાજ હતા કે તેમના વંશના હજી કોઇ છે? જો હોય તો બતાવો. કૃષ્ણની અંદર ઓછામાં ઓછું તે સમયના પ્રમાણમાં અને તેમના મહાન પરાક્રમના પ્રમાણમાં દશ-પંદર મણ વજન હોવું જોઇએ. તે ગરૂડ ઉપર સ્વાર થતાં પક્ષી ચગદાઇ મરતું ન હોય કે!

જે યજમાન બ્રાહ્મણને ગાય આપે છે, તે તો પોપજીને ઘેર છોકરાં દુધ ખાય છે. બિચારો ગૌદાતા કોનું પૂછડું પકડી વૈતરણીને તરી જતો હશે? મરેલાં માણસ અહીં

બાળી મૂકવામાં આવે છે અગર તો દ ટવામાં આવે છે. હાથપગ વિગેરે કોઈ પણ અવયવ સાજો રહેતો નથી. તો પછી કયા હાથે કરીને ગૈદાતા એ મરી ગયા પછી કયા હાથથી પુછડું પકડશે? વખતે તેને પુરાણીજી પોતાના હાથ ભાડે આપતા હશે કે શું? અમે પ્રત્યક્ષ જોઇએ છીએ કે, મૃત્યુ જીવને બાળી અગર દાટી દે છે, તો વૈતરણીમાં બીજું કયું શરીર હતું જેથી તરવાને માટે પુરાણીજીના છોકરાંને દુધ ખાવા ગાય આપવી? મને તો એમ લાગે છે, કે આ બધાં ગપ્પાં આંખે પાટા બાંધીને હાંકયાં હોવા જોઇએ.

पशुश्चेन्निहतः स्वर्गजोतिष्टोमे गमिष्यति ।
स्वपिता यजमानेन तत्र कस्मान्न हिस्यते ॥
मृतानां मिहजन्तुनां श्राद्धं चेतृप्ति कारणम् ॥
गच्छता मिहजन्तुंना व्यर्थं पाथेय कल्पनम् ॥

પશુને મારી હોમ કરવાથી એ મૃત પશુ સ્વર્ગમાં જતું હોય તો તો પુરાણી પોતાના પિતા આદીને મારી સ્વર્ગમાં શા માટે નથી મોકલતો? મરેલા માણસને તૃપ્તિ-જનક જો શ્રાદ્ધ હોય, તે દિવસમાં જનાર માણસ માટે ભાથું બાંધવું વ્યર્થ છે, કારણ કે જ્યારે મૃતકને શ્રાદ્ધ તર્પણ આદિથી અન્નજળ પહોંચે છે, તો પછી પરદેશમાં

રહેનાર તથા માર્ગમાં ચાલનારાઓને ઘરમાં બનેલી રસો-ઇની થાળી પીરસી, પાણીનો લોટો ભરી એના નામ ઉપર રાખવાથી કેમ ન પહોંચે. અર્થાત્ જ્યારે જીવીત પરદેશમાં અથવા દશ હાથને છેટે દુર બેઠેલાને એ પ્રમાણે આપેલું અનાજ પહોચતું નથી તો, પછી મરેલાને કેવી રીતે પહોંચે ?

શ્રાદ્ધ ક્રિયા વિધિ, મૂર્તિઉપાસના, તીર્થ યાત્રા, દેવદર્શન વિગેરે ઘણા સમયથી આ બખેડો અને ખોટા નિયમો પેઠેલાં છે. આ વિષય આર્ય ભાઇ એકલાને માટે નથી, પણ મુસલમાન વિગેરેમાં પણ છે. જુઓ નીચે મુજબ વાંચવા ધ્યાન આપો.

## પ્રબંધ છંદ.

હીંદુ મુસલમાન દો અસ્કે હેવાન પતીએક યચાંન પૈગ્ગાંન નાહિ, ચોંકહે રામ રહીમાનકુ વેજજે, એક નીરંજન એક સાંહી. ૧. એક અપવાસ સંધ્યાય ગાયત્રી એક નવાજ કલમાં ને રોજા, રાંમ રાંમેતી રંમનંગ ચીન્યા નહિ. સાંઈ દેદારનાં સાર ખોજા. ૨. એકકુ દેવલ દેવ પુજારી રહે, એક મસીત ફકીર ફકરા, વાદ વેવાદના દોય દરદી મુદા, ના કદા ક્તથે હોય નકરા. ૩. એક બીલી વીય્ચ પાત તુલસી કરે, એકકુ ગાય કટાય બકરી, દોય નરંધકી મંદમતી ગત્ય,

ચેતન જે જોયને સેવનાકરી. ૪ આત્મા પરભવી પ્રત પુજા કરે, ઇમ સાહેબનાં સાંઈ રીઝે કે હું કુવેર નાદાન દો બંદગી ઇંટા પાસાંણુ ધ્યાંન ધીજે. ૫. સાખી. ચેતન સરખું સર્વમેં, અણુની આધ તનુ ધાર; નીજ પતી અંશ અચરચર ચાજે, હું સકલ મોઝાર. ૬. તેસેહીરૂહુ અલ્લાયકી, મૃગી અજા ગૌબીચ, તો તીનકુ કયૌં વધ કરો, ઉર ઉપલીકી મીચ. ૭

## પ્રબંધ છંદ ઈષ્ટ બંધીક પ્રીછકો અંગ ૨.

રામ અવતાર અપાર અત્રનીપર; આન્ય અવતાર અનંત એકે, જાનત પંડીત પુરાંન ખોજી જુવો, ધાત પાસાંનમાં કોન દેખે. ૧. આદ અલ્લા નહિ દેહ ધારંન કીયા, દેગ દરગાવમે ચાહાવ કેહેસા, બીન જાંને કાહાં બાંગ ચસેઈ હે સાંઇ નહિ ઘોર દરગાવ જેસા. ૨. ઇંટ આરોપન લોપ ચુના કરી, રબ આકીંન આધીન રહેતા, ખોજ કતબ સાંઈયાં યેસે કયા લીખ્યા, સચ કે જુડ કાજી કૌં ન કહેતા. ૩. એસેં હીંદુય કેહે સોય મંન ભુયતે સત ચરૂપકુ ઓઇ ન લેહેતા, પ્રતમાં પુતમા પુજત રાંમ કાહા ગયે ગન્યે સકલ વ્યાપીક આપ કેહેતા. ૪. રાંમ નહિ ધાત પાષાણુ કે કાષ્ટકા ઇંટા અલ્લા નહિ ઘોરમર રખ્યા. કેહું કુવેર અંધેર દોનું રચી સાંઈ સાહબનાં કીને પરખ્યા. ૫. સાખી સાહાબકેરી સાપબી, પંચ તત્વ કર દામ, યે પુજા સવ અરથકી સરેનાં આત્મ

કાંમ. ૬. આતમ જાણીને ભજે કે સાહેબ કે સાંય તે નંદે વંદે નહિ પંચ તત્વમેં કાંય. ૭

**પ્રબંધ છંદ.** પ્રતમા પુજ સમઝકો અંગ પ્રારંભ.

કહત સાચી કાહા ડર તહે કાઉથેં, ધરત પરભાવ હુંમનાંહું કુ સીકી. જીનકી દ્રષ્ટ મે શ્રષ્ટ ઉત્પન્ન ભઈ સો મમ થાર યારી ઉસીકી. ૧. દેવલ દેવ ડેહે કાંની દુનીયાં, મુસલમાન મસીત પ્રતીત ઘોરા, પચે પરપંચ નારંચ ખોજા- રદા વીન, મુદા જાય જમદ્વાર બોહોરા. ૨. નીજ પતી અકલ સો સકલ કારંન કલ, અકલ અન્ય કાનાં જકત પેખે, અવની અપનેજ વાયુ નભ પંચમું, તત્વ પરમેશ્વર વીશ્વ લેખે. ૩ તત્વ કે આપ પુજાવત તત્વકું, તત્વકે સત્વમે સકલ અટકયા, ચહી તંન દ્રષ્ટ ઉત કષ્ટ નહિ કાઉકી ભુત કલ્લોલની ઓલ લટકયાં. ૪. આપ નીજ કે નીજ તેજ બુઝત નહિ, હાલ હજુર રૂહુ કેજુ સાંઈયાં. કેહું કુવેર અંધેર ભુદુ સકલ. અકલકીન કલકુ પ્રત પઇયાં. ૫. સાખી કરતવ કાજ સરે નહિ. બીન આતમ ઓલખાણ, મત કોઈ અટકો માંનવી, સુણી નાના વીધ વાંણ. ૬. ચીત્ર કલપતરૂ, કાંમધેન, ત્રીતિયો દીપક જોત્ય, પચેન પાયન વૃક્ષ ફલે કરે ન જોત્ય ઉદ્યોત. ૭.

## પ્રબંધ છંદ.

એક દરીયાઈ મકા મદીના કરેં એક તીરથ કેદાર કાશી એકકુ દેવ અનંત દુજા બહુ એકકુ પીર હજાર પેસી. ૧

એક તસમી લેઈ જાય અલ્લા જપે એક માલ લઇ રાંમ ગાવે, એક ઉદે ભયે સુર પુજા કરે એક આથમતે શીર નાવે. ૨ એક સરહ સરાય પુરવેકુ એક તાબુત હાહૂન ખેલે એક મકે જઇ માંને મોરીદકુ એક ગયા જઇ પડ મેહેલે. ૩ એક ડાહાઢી રખે મુંડ મુંડાયકે એક મુછ રાખત ચોટી, એક મુવા પીછે દ્વાદશકું ભખે એક ગાડે પીછે ખત તોટી. ૪ એ સહુ હુરમકી ભરમ ભુલાનગી આપકા પાસકુ આપ વંધા કેહં કુવેર ખાવન ખોજા નહિ ફંદગી બાચમે હોય વંધા. ૫ સાખી આપકી ઉલટી વીખે, અંધ રહી ઉરમાય. દાઉદીન પત એક બીન લહે ત્યો ખ્યો મતા સરાય. ૬ જેસે તન સર્વ એકતે યૈ સાહગતેજીવ એસાં સમઝે તો સરે હોવનકે એક પીવ. ૭

ઉપર મુજબ કહેલાં વચનો પરમ પૂજ્ય કુબેર સ્વામી-જીનાં છે, એ ઉપરથી જણાય છે કે, આર્યવર્ત્ત દેશમાં જયાં સુધી પુનરોકત જે આર્ય પ્રજા હતી, તે અત્યારે કદીપણ થઇ શકશે નહિ.

## " નિયમો જાણવા વિષે. "

સંસારમાં પ્રત્યેક સ્ત્રી પુરૂષે પરમપૂજ્ય કુવેર સ્વામી ગ્રંથાનુસાર આપણબધા કાયમ સમાજી કહેવાઇએ છીએ. છતાં કાયમ સમાજના નિયમો પાળતાં સાત વર્ષનો એક્કો

વખતે તાવ આવે છે, નિયમો પાળતા નથી, અને કાયમ સમાજી કહેવડાવવું છે, એ શું ભુલ નથી કે ?

(૧) સુક્ષ્મ વેદાનુકુળ વર્તવું તેનું જ્ઞાન મેળવવું, સ્વધર્મનું અંતઃકરણમાં ગૌરવ રાખવું, સદોપદેશ કરવો અને કરાવવો, પ્રાણાંગત પોતાના ધર્મને છોડવો નહિ. જેમ બને તેમ સુક્ષ્મ વેદના જ્ઞાનની વૃદ્ધિ કરવી, પંથીઓના ફંદમાં ફસાએલા જીવોને છોડાવી, અને કાયમ સમાજ ધર્મને રસ્તે દોરવા; દર્દીઓના સંગમાં પડયા રહેવું, નીચ વિચારો કરવા, મંદિર મકાનને સ્વાધીન થવું, અનાચાર કર્યા કરવો. એ કાયમ સમાજી ધર્મના માણસનું કર્તવ્ય નથી.

(૨) પૂજ્ય પરમગુરૂ ( કુવેરસ્વામી ) ના ગ્રંથનો પુરજોરથી અભ્યાસ કરવો, તેનો યથાર્થ અર્થ સમજવો, વડીલોનું પુસ્તક છપાવી સૂર્યના પ્રકાશમાં મૂકવાં. નહિકે પેટી, પટારાં, મજુસ, વિગેરેમાં ઘાલી તાળાં મારી ઉધઇને ખવડાવી મૂકવાં. જો તમે એમ કહેતા હોકે, પુસ્તક છપાવવા સબંધી પરમગુરૂની મનાઈ છે. જો એમ હોયતો, છત્રીસ હજાર પરમપૂજ્ય પરમગુરૂ ના બનાવેલા શ્લોકો છે તેમાં એક પણ જગાએ બતાવશો, કે મારાં પુસ્તક છપાય નહિ શિયાળને ગુફાની જરૂર છે, સિંહને નહિં, પરમગુરૂની ગંભીર સિંહ વાંણીને ઘરને ખુણે દાટી મૂકવી એ શું

દોષ નથી ? પરમગુરૂ સર્વજ્ઞ હતા તો તેમની વાણી પણ સર્વજ્ઞ હોવી જોઇએ. જો એમ હોય તો સત્ય સત્ય માનજો કે મનુષ્ય માત્રને એક સરખોજ હક્ક છે. મને તો એમ લાગે છે. કે પરમગુરૂની વાણી છપાય એટલે તમારે હોશિયાર થવું પડે. કાયમ સમાજી અત્યારથી તમોએ ઘાસ ગંજીનો કુતરો પોતે ઘાસ નંખાય અને બીજાને ખાવા ન દે, એ કહેવત સાંભળી હશે. આ કહેવત સાંભળતાં તમને કુતરાની બાબતમાં હસવું આવશે, પણ તમે વિચાર કરો કે કુતરો તમારા કરતાં ભલો તો ન હોય. જુઓ કુતરો ઘાસ ખાવા ન દે તો બીજે સ્થળેથી મળશે પણ જીજ્ઞાસુ રૂપી ગાયો પરમગુરૂની વાણી રૂપી ગંજી તરફ દોડે છે પણ હવે વિચારો આ જગ્યાએ કુતરો કોણ છે ? (તમેજ) અને ઘાસ અન્ય સ્થળે મળી શકે પણ એ વાણી ક્યાં મળશે માટે તે કુતરો ( તમારા ભલો કે ન તે વિચારો.

(૩) આપણી કાયમ સમાજમાં પરમગુરૂએ જે વ્યવસ્થા ગોઠવી છે. જેમકે તીર્થ, વ્રત, મૂર્તિ પૂજા, દેવી દેવતાઓમાં કોઇ જાતનો વિશ્વાસ રાખવો નહિ, તો ખરો કાયમ સમાજી કહેવાશે.

(૫) સ્રીએ પતિની સેવા ઉપરાંત સારા સદગુણી, પરોપકારી, નીતિ નિયમ રહેનાર એવા ગુરૂની પાસે જઇ જ્ઞાન

મેળવવું. કારણકે જ્ઞાન વગર મુક્તિ નથી. જેમ પાર્વતી મહાદેવના અર્ધાંગી છતાં જન્મ મરણ દુખ મટયું નહિ. ખાસ મહાદેવે સદોપદેશ કરી અમરમંત્ર યથાર્થ જણાવ્યો ત્યારેજ જ્ઞાન પ્રાપ્ત થયું. એવીજ રીતે મીરાંબાઇ ગાર્ગી, મૈત્રેયી, રૂપાંદે તોરલ વગેરે ઘણીએક સ્ત્રીઓએ ગુરૂ જ્ઞાનથીજ મુક્તિ મેળવેલી છે. યાજ્ઞવલ્કય તથા આત્મપુરાણમાં ગાર્ગીએ યાજ્ઞવલ્કય મુનિની પાસે જ્ઞાન લીધું છે. અતએવ ગુરૂ વગર જ્ઞાન નથી.

## બ્રહ્મવાદ સંવાદ.

હાલના નવીન વેદાન્તીઓનો એવો મત છે કે બ્રહ્મ સત્ય અને જગત મીથ્યા. એ મતને પુષ્ટિ શંકરાચાર્યે વધુ આપી છે. એવું તેમના વિરચિત પુસ્તકો ઉપરથી સીદ્ધ થાય છે. એ મતને જૈન મત તોડવાને માટે જો સ્વીકાર કર્યો હોય તો કાંઇક ઠીક છે. નવીન વેદાન્તીઓનો વિચાર આ પ્રમાણે છે.

શૈવ્ય—રજ્જુમાં સર્પ બુદ્ધિ, છીપમાં રજત બુદ્ધિ (રૂપું છે એવી બુદ્ધિ) મૃગતૃષ્ણામાં જળ બુધ્ધિ અને ગંધર્વનગરમાં નગર બુધ્ધિ તથા ઇંદ્રજાળની માફક સંસાર મીથ્યા છે. માત્ર બ્રહ્મજ સત્ય છે.

કાયમપંથી—તમો મીથ્યા કોને કહોછો !

શૈષ્ય—જે વસ્તુથી અને પ્રતિત (જ્ઞાન ગોચર) થાય છે. તે

કાયમ પંથી—જ્યારે વસ્તુજ નથી તો પછી પ્રતિત કેવી રીતે થાય છે.

શૌષ્ય—અધ્યારોપથી.

કાયમ પંથી—અધ્યારોપ કોને કહો છો !

શૈષ્ય–वस्तुन्यवस्त्वारोपणमध्याश ॥

अध्यारोपापवादाभ्याम् निष्प पंचप्रप्रच्यंते ॥

એક વસ્તુમાં બીજી વસ્તુનું આરોપણ કરવું, તેનું નામ અધ્યાશ એટલે અધ્યારોપ કહેવાય છે. અધ્યારોપનું નિરાકરણ કરવું તેનું નામ અપવાદ છે. એ બેથી નિષ્પ્રપંચ બ્રહ્મમાં પ્રપંચાત્મક જગતનો વિસ્તાર કરાય છે.

કાયમપંથી—તમો રજ્જુમાં સર્પ અને સર્પને રજ્જુમાની એવી બ્રહ્મ જાળમાં પડયા છો. અર્થાત ભડકણ ઢોરની માફક નાસતા ફરો છો. શું સર્પ વસ્તુ નથી? જો કહો કે રજ્જુ એ સર્પ નથી, પણ તેથી શું થયું. દેશાન્તરમાં તો છે. તમારા એટલે વેદાન્તીઓના ઘરમાં દુષ્કાળ એટલે બધે દુષ્કાળ માનવો કે કેમ? દેશાન્તરમાં દૃષ્ટ સર્પનો સંસ્કાર હ્રદયમાં છે, માટે સર્પએ કાંઈ અવસ્તુ નથી, બસ; એજ પ્રકારે છીપમાં ચાંદી અને સ્થાણુ (ઠુંઠું)માં પુરૂષ આદિની વ્યવસ્થા સમજી લેવી. સ્વપ્નમાં જે વસ્તુનું

ભાન થાય છે, તે પણ દેશાન્તરમાં અવશ્ય છે. એમ માનવું અને તેનો સંસ્કાર આત્મામાં છે. માટે સ્વપ્નમાં પણ વસ્તુમાં અવસ્તુના આરોપ પ્રમાણે નથી.

શૌવ્ય—જે કદી પણ જોયું નહિ હોય, તેમ સાંભળ્યું પણ ન હોય, તે સાચું કેવી રીતે મનાય. જેમકે સ્વપ્નામાં પોતાનું શીર (માથું) કપાએલું જોઇ પોતે રડે છે. જળની ધારા ઉપર ચાલી જતી જોઇ ઇત્યાદિ.

કાયમ સમાજી—એ દ્રષ્ટાંત તમારા મતને પ્રતિપાદન કરે તેમ નથી. કારણ કે અદ્રષ્ટ અને અશ્રૃતનો સંસ્કાર થતો નથી. અને સંસ્કાર વિના સ્મૃતિ થતી નથી. કોઇ વખત કોઈનું પણ શીર કપાએલું જોયું હોવું જોઇએ, અગર તો સાંભળ્યુ પણ હોવું જોઈએ. તથા લડાઈમાં ભાઇ, બાપ, દાદા આદિને રોતા પ્રત્યક્ષ સાંભળ્યા હોવા જોઇએ, એ કુવારાનું જળ ઉપર ચઢતાં દીઠું હોવું જોઇએ, જે પુરૂષે જોયું અથવા સાભળ્યું હોય તેનેજ સંસ્કાર થાય છે. જ્યારે પુરૂષ જાગૃત અવસ્થામાંથી નીકળી અન્યાવસ્થા થઈ જુએ છે, ત્યારે જે દ્રષ્ટ અથવા શ્રૃત પદાર્થ હોય તેજ દેખાય છે. માટે પોતાનું શીર કપાએલુ જોઇને રોવું જળધારાનું ઉર્ધ્વ ગમન આદિ વસ્તુમાં અવસ્તુમાં આરોપણ સમાન નથી. જેમ નકશો ચીતરનાર પૂર્વદ્રષ્ટ અથવા શ્રૃતનેજ ચીતરે છે. પ્રતિબિંબનો ઉતારનાકો બિંબને જોઇનેજ પ્રતિબિંબ બનાવે છે. તેમજ

દ્દષ્ટ અથવા શ્રુતનું સ્મરણ અથવા સ્વપ્નું થાય છે સ્વપ્નું કોઇ કોઇ વખત સ્મરણ યુક્ત પ્રતિતિ થાય છે. જેમકે સ્વપ્નામાં અદ્યાત્મકનું દર્શન થવું, જે મેં દેખ્યું હતું અથવા સાંભળ્યું હતું તેનું સ્મરણ કરૂં છું. એવું ક્રમબંધ સ્વપ્નામાં હોતું નથી. જન્માન્ધ પુરૂષને રૂપનું સ્વપ્નું આવતું નથી. માટે તમારે અધ્યાસનું અને અધ્યારોપનું લક્ષણ ખોટું છે. માટે જે વેદાન્તીઓ વિવર્તવાદ (એટલે રજ્જુમાં સર્પનું ભાન થવું અદ્રષ્ટાંત) બ્રહ્મમાં જગતનું ભાન થવામાં આવે છે. તે પણ ઠીક નથી.

શૈ૦ય—અધિષ્ટાન વિના અધ્યાસની પ્રતિતિ થતી નથી. રજ્જુ રૂપ, અદ્રષ્ટાંત ન હોય તો સર્પ રૂપ અધ્યાસનું ભાન થાય નહિ. રજ્જુ એ સર્પ કદાપિ નથી પણ અંધકાર અને વિરલ વિરલ પ્રકાશના સમેલનથી અકસ્માત રજ્જુને સર્પ જોઇ ભયથી દ્રષ્ટા કંપે છે, જ્યારે દીપક આદીથી અને સારી રીતે એને જોય છે ત્યારે એ ભ્રમ જતો રહે છે. તેવીજ રીતે બ્રહ્મમાં જગતની મિથ્યા પ્રતિતિ બ્રહ્મ શાક્ષાતકાર થવાથી નિવૃત્ત થાય છે.

કાયમ સમાજી—બ્રહ્મમાંજ જગતનું ભાન કોને થયું !

શૈ૦ય—જીવને.

કાયમ પંથી—જીવ કયાંથી થયો ?

શૈ૦ય—અજ્ઞાનથી.

કાયમપંથી—અજ્ઞાન ક્યાંથી થયું અને ક્યાં રહે છે?

શૈ૦ય—અજ્ઞાન અનાદિ છે. અને બ્રહ્મમાં રહે છે.

કાયમપંથી—બ્રહ્મમાં બ્રહ્મનું અજ્ઞાન થયું કે કોઇ બીજાનું? અને અજ્ઞાન કોનું થયું?

શૈ૦ય—ચિદાભાસને.

કાયમપંથી—ચિદાભાસનું સ્વરૂપ શું છે?

શૈ૦ય—બ્રહ્મનું અજ્ઞાન, બ્રહ્મતેજ થયું. અર્થાત પોતેજ પોતાને ભુલી જાય છે.

કાયમપંથી—ભુલવાનું કારણ શું છે?

શૈ૦ય—અવિદ્યા.

કાયમપંથી—અવિદ્યા એ સર્વવ્યાપી, સર્વજ્ઞનો ગુણ છે કે અલ્પજ્ઞનો?

શૈ૦ય—અલ્પજ્ઞનો.

કાયમપંથી—તમારા મતમાં અનંત સર્વજ્ઞ, ચેતન સિવાય બીજો કોઇ પદાર્થ નથી. તો પછી અલ્પજ્ઞ ક્યાંથી આવ્યો?

જો બ્રહ્મમાંજ કોઇ અમુક ઠેકાણે સ્વરૂપનું અજ્ઞાન માનો તો અજ્ઞાન સર્વત્ર ફેલાઇ જશે. જેમ શરીરના અમુક ભાગમાં ફોલ્લો થવાથી તેની પીડા સંપૂર્ણ શરીરના અવયવોમાં ફેલાઇ જઇ શરીરને નિષ્કર્મ કરી નાંખે છે. તેમ તે વિસ્તાર પામેલું અજ્ઞાન બ્રહ્મને અજ્ઞાની બનાવી

ક્લેશ યુક્ત કરી દેશે. માટે બ્રહ્મ અજ્ઞાનીને દુખી થઇ જશે.

શૈવ્ય—એ બધા ઉપાધીના ધર્મ છે. બ્રહ્મના નહિ.

કાયમ પંથી—ઉપાધી જડ છે કે ચેતન? સત્ય છે કે અસત્ય?

શૈવ્ય—અનિર્વચનીય છે. અર્થાત જે જડકે ચેતન કહી શકાય નહિ.

કાયમપંથી—એ તમારૂં કહેવું "વદતો વ્યાઘાત" સમાન છે. કારણ કે તમો કહોછોકે અવિદ્યા છે અને વળી જડ, ચેતન સત કે અસત કહી શકતા નથી. આ કથન તો આના જેવું થયું કે:-સોનાની સાથે પિત્તળ મેળવી કોઇ સરાફની દુકાને પરીક્ષા કરવા કોઇ લઇ જાય અને તેને કહેકે આ સોનું છે કે પિત્તળ? ત્યારે તે કહેશે કે આ સોનું પણ નથી અને પિત્તળ પણ નથી. કારણ કે આમાં બંને ધાતુ મળેલી છે, વાહરે વાહ? તમારા જેવી લીલા તમારા સિવાય બીજા કોને આવડે? એક બ્રહ્મ કહો છો અને કર્મ કર્યા વગર ચાલતું નથી જ્યારે નિષ્ક્રય બ્રહ્મ છે. તો પછી કર્મ કોને પામવા માટે કરો છો? જરા વિચાર કરો તો ખરા એક બ્રહ્મ કહેવા છતાં નરકના દંડ ભોગવ્યા વગર તમો શું પણ તમારા દાદાનો છુટકો થયો નથી? આચાર્યના વહિતળ વચનો પર વિશ્વાસ રાખી જો

તમે તમારી પરંપરાથી મોટાઇ માની લીધી હોયતો પણ ઠીક નથી. જેમ નિષ્ક્રિય સુન્ય છે. તેવીજ રીતે તમારૂં બ્રહ્મ વિંઢલના જેવું ઓછામાં ઓછો એટલો તો વિચાર કરવો હોય તો બ્રહ્મ કર્તા છે. તો અનંત કરોડ બ્રહ્માંડ કોનાથી ઉત્પન્ન થયાં !

" छते खलक खलक बीना खायन " ત્રિલોક નાથ હોવા છતાં તમો ધણી વગરના થઈ ફરો છો. હીજડા જેવું બ્રહ્મ તેને આશ્રીત થઇ રહેનાર અગર મોક્ષ માનનારાઓ કહો કેવી રીતે મોક્ષ થાય છે !

શૈવ્ય—સાંખ્યયોગે કરી અમો મોક્ષ માનીએ છીએ.

કાયમપંથી—પૃથ્કકરણ કરીને કહો ?

શૈવ્ય—પૃથ્વી, જળ, પવન, અગ્નિ, આકાશ એ પાંચ તત્વો જેનાથી ઉત્પન્ન થયા છે. પુનઃ તેમાં મેળવી અમારા સ્વરૂપે થઇ મોક્ષ પામીએ છીએ. જેમ જળ, જળમાં, અગ્નિ, અગ્નિમાં પૃથ્વી, પૃથ્વીમાં, પવન, પવનમાં આકાશ, આકાશમાં, જે જેમાંથી થયું, તે તેમાં મળવાથી ચેતન ચેતનમાં મળી જઇ મોક્ષ સ્વરૂપ થઈ જાય છે.

કાયમપંથી—

पंचे पंच मीलायके याविघसे तन ओय,<br>
चेतनसें चेतन मीली अहं ब्रह्म कहे सोय. १

मुवा पीछे कोण अ तरे कहो कोण भूके कर्म,
वहिन विटंडी थई फरे या बिचके रहो मर्म. २
पण चेतन नहि आप नतु निज पति ब्रह्म न सोय,
तब तीनके एकतायसे अंश मुक्त न होय. ३
तत्व मीली ज्यौं तत्वमें यों चेतन अरु ब्रह्म,
एक हुनके साक्षीयनके तेही जानत नहीं मर्म. ४
जेही साक्षी निज आपनकु के निज पति अंश अलेख,
चैतन ओरु चिद् ब्रह्मके जहां न नोहार सलेख. ५
तेही जानन जाने बीना ज्ञानी सकल उमंग,
ज्यौं पती बीनु कुंवारीका, मोद धात करो स्वांग. ६
एकदी ब्रह्म सतंतर, मुखमें कहत जनाय;
सुनकादिक मुख, तरी गये तो क्युं मुक्त रहाय. ७
एक होय तो सब तरे, संत सहित संसार;
आन्य विना कुण उगरे, मुक्त तनरक मोझार. ८
ओर संत अगणीत थने, मळे मुक्त होय शीर;
एक हुना तो क्युं रह्या, आन्य सकल सब जीर. ९
राम कृष्ण व्यासादिक, कपील देव तदरुप;
अष्टांग शंकर धार, भये ईष्ट भवभूप. १०

वेद पुराण प्रसिद्ध पद, भाषत सब महिमाय;
एक हुतो तो क्युं न भये, सकल जीव समताय. ११
मच्छ कच्छ वराह व्याघ्र लौं, पशु जोन्य अवतार
एक हुते तो क्युं न भये, ओर पशु समतार. १२
कोईक संत भनी कहतही, अखील ब्रह्म संसार;
नीगम आपना क्यां रही, तब शीख देवन सार. १३
एक रहां कहो कोहुनको, समजे ओर समजाय;
सकल ज्ञानी गम शास्त्रकु, कीये हु कवन उपाय. १४
को अज्ञानी तेहुन्कु, लक्ष लखावन ज्ञान;
कहनहार ज्ञानी वहो, एक नही अविद्वान. १५
पुनी एक नहीं भिन्न भिन्न, सुख दुख कुन भुगतंत;
चहीए जीव सम ईश्वर, जो होय एकही तंत. १६
सबके तन एक सरीखे, जीव ओर ईश्वर प्रभंत;
जीव गत कछु न जानीत, ईश्वर गति सतंत. १७
एक होय तो सबनकी गति, सतंतर होय,
जीव ईश्वर ज्यौं परभर, अधिक न्युन नहि कोय. १८
तब ते सब ज्ञानी गुनी, परम हंस ज्यौं ताय;
एक ब्रह्म जेही कहत हो, कहो अनुभव गति न्याय. १९

अनुभव करे तो ब्रह्म ल्यौं, एक्का करी देखाय;
पण जीव ईश्वर भंजना, मवीक मर्म न जाय. २०
एसे ब्रह्म सिद्धांतमां, जेही ज्ञानी उमगाय;
आपनुं आप निज पति पर, जब जानत नहीं ताय. २१

परमसिद्धांत ग्रंथमांथी चोगई ६४ कलंकी तोर.

પાંચ તત્વ પાંચ તત્વ મેળવીને અર્થાત શરીરના વિભાગનું પૃથક્કરણ કરીને ચેતન ચેતનની અંદર મેળવી દઇને અંહ બ્રહ્મ માનીશું તો ખોટું ? આ વિધિ પ્રમાણે બ્રહ્મ રૂપ થઈ જવાય છે. પછી કર્તા રૂપ માનવાની જરૂર શી છે ? મુવા પછીથી કોને અવતરવું પડે છે ? કર્મ કોણ ભોગવે છે ? જે હાથ પગે કરી કર્મ કરેલાં હતાં તે હાથ પગથી ચેતન અલગ છે. એ ઉપરથી સિદ્ધ થાય છે, કે આત્મા સદાને માટે નિરાળો છે.

ભાઇ આ બધી તમારી લવારી, ભંગેડી માણસના જેવી છે. આવા નીચ વિચારોથી જગતના જીવોને સારે રસ્તે નહિ દોરતાં ઉંધે રસ્તે દોરો છો. જેમ વ્યભિચારી સ્ત્રી ધણીના મરવા બાદ સ્વતંત્ર બની કોઇનો ડર રાખતી નથી. એજ પ્રમાણે તમો કરો છો. પણ ઉંડો વિચાર કરતા નથી.

વહીતળ વીંટડીઓની માફક બ્રહ્મજ્ઞાની થઇ ફરવા શીખ્યા (૨) તમો જે ચેતનને સ્વરૂપ માનો છો. પણ તેમ

નથી. ચેતનથી અંશ આત્મા અલગ છે. ચેતન કદીપણ અંશ આત્મા થઇ શકતો નથી. અને બ્રહ્મ તેજ નિજપદ છે. એમ જો તમારૂં માનવું હોય તો તે ખોટું છે. જેમ જન્મ વંઝા સ્ત્રીને પુત્ર થયો એ વાત ખોટી છે. તેમ બ્રહ્મ થી અમો ઉત્પન્ન થયા એવું માનવું એ નાના છોકરાની ખોટી લવારી જેવું છે. જ્યારે ચેતન્ય અંશ નથી અને બ્રહ્મ ઇશ્વર નથી. તો તેની સાથે એકતા કરવાથી શું અંશ મુક્ત થઇ શકે કે કેમ ? જરાપણ નહિ. સજાતિ વિજાતિને કદીપણ જોઇ શકનાર નથી, જેમ નેત્ર બંધ કરી સૂર્યને જોવો એ કલ્પનાજ ખોટી છે. તેમ ચૈતનથી બ્રહ્મની સાથે મળવું. એ સબંધજ ધુવડ અને કાગડાના જેવો છે. (૩)

તત્વ તત્વની અંદર મેળવનાર અને ચૈતન બ્રહ્મની અંદર મેળવનાર એ બંન્નેથી તટસ્થ રહેનાર એવોજ સાક્ષી તેજ અંશ આત્મા છે. તેનો મર્મ જાણવા લાયક થએલા નથી. જેથી અંહ બ્રહ્માસ્મિ કહો છો. (૪)

જે ઉપર સાક્ષી કહેવામાં આવ્યો તે અને કેવલ બંને અલગ છે એમ જાણવું. વળી એટલું તો અંશની અંદર સામર્થ્ય છે, કે ચૈતન અને ચિદ્ બ્રહ્મને જાણી, કેવલ કર્તાની સાથે એકતા કરી શકે છે. (૫)

હે જ્ઞાનીઓ તે અંશ આત્મા સર્વને જાણનાર જાણ્યો નથી ત્યાં સુધી નક્કી માનજો કે પતિ વગરની કુંવારી

છોકરીએ સો પ્રકારનો સણુગાર સજેલો વ્યર્થ છે. તેમ અકર્તા બ્રહ્મમાં માનેલો ઉમંગ નકામો છે. (૬)

તમારા મુખે કરી સનાતન સર્વ વ્યાપક અદ્વૈત બ્રહ્મ એક છે. એવું જો કહેતા હોતો અમારે તમને પુછવું જોઇએ કે, સુનકાદિક શુકદેવ વિગેરે ઘણા મહર્ષિઓ સંસાર સાગરને તરી ગયા છે. તો તમો અગર અહંબ્રહ્મસ્મિ (હું બ્રહ્મ છું) એવું માનવાવાળા અહીં ભટકયા શા માટે કરો છો? સર્વ સ્થળે સર્વ વ્યાપક એક હોય તો તમારેજ ન્યાયે કરી આ વિશ્વ જગત રૂપ નથી પરંતુ બ્રહ્મ રૂપ છે. તો એકને દુખે બધા દુખી અને એકને સુખે બધા સુખી હોવા જોઇએ પણ તેમ નથી. સુખ દુઃખ, પાપ, પુન્ય, નીતિ, અનીતિ, ન્યાય, અન્યાયનો ઇન્સાફ તમારો અકર્તા બ્રહ્મ કરતો નથી તો પછી કરેલાં કર્મના દંડ અહંબ્રહ્માસ્મિ કહેનારને ભોગવવાં પડશે કે કેમ? જો ન ભોગવવાં પડતાં હોય તો બ્રહ્મજ્ઞાનીઓ કેટલાએ જોવામાં આવે છે, કે હોસ્પિતાલોમાં ઘણા રોગોના માર્યા પડયા પડયા સડે છે. એ શું પાપ કર્મના દંડ નહિ કે? (૭)

સગળે સર્વવ્યાપક બ્રહ્મ એક હોય તો સંતની આદ્ય વઇને યાવત્ સંસારનો એકી વખતે ઉદ્ધાર થવો જોઇએ. કારણ કે બીજો તમારી દૃષ્ટિમાં છેજ નહિ. તો પછી નર્ક સ્વર્ગમાં કોણ જશે? એકથી બીજો હોય તોજ ઉપાધી. ઉપાધિ રહિત બ્રહ્મને જાણનાર બ્રહ્મજ્ઞાની મુક્ત છે.

તમોને એ શંકા થવી જોઇએ કે, એક વસ્તુમાં જાણુનાર હું છું તો એક માણસ બીજા માણસને જુએ છે, એ શું દ્વૈત ન થયું કે? અદ્વૈતમાં જાણવું અગર જણાવવું એ બાળક બુદ્ધિનો ઉપયોગ છે. આવી જો તમારી માન્યતા હોય તો તમોએ ન્યાયનો કરચર ઘાણ વાળી દીધો. એમ અમારે જરૂર માનવું પડશે. (૮)

આર્યવર્ત્ત દેશમાં કરોડો મહાત્મા થઇ ગયા તેમાં રામ, કૃષ્ણ; શીવ આદિ મહાયોગીઓએ મુક્તિપદ પ્રાપ્ત કર્યું ત્યારે એટલું વિચારો કે એકજ તારથી યાવત્ બ્રહ્માંડનાં જીવો પરોવાએલા હોય તો એકને મુક્તિ મળે અને એકને ન મળે. એ કંઈ ન્યાય નથી. સર્વ વ્યાપક એક છે. આત્માએ પ૰માત્મા. એવું કહેવું એ તો શાક ભાજીના જેવું સસ્તું થઈ પડયું છે. વ્યાસ મુનિ, નારદ જેવા તરી ગયા તો તમે કેમ ન સાથે ગયા? ભવસાગરમાં ડુબકાં મારવાં એ કરતાં તો તે ઠીક હતું ને. (૯)

અકર્તાના રૂસમા ડીબાચા ઉપરથી ઉતારી નાંખીને જુઓ તો ઠીક માલુમ પડશે, કે સકલ સંસાર કર્માનુસાર સુખ દુઃખ ઉઠાવી રહ્યા છે. પાપ પુન્યના દંડ જીવને જરૂર ભોગવવા પડે છે. એકપણ છુટે તેમ નથી. સારા સદ્‌ભાગ્ય-શાળીઓ, જેવા કે રામ કૃષ્ણ, વ્યાસ, કપીલ, નારદ, દત્તાત્રય,

અષ્ટાવક, શંકર (મહાદેવ) વિગેરે ભારતવર્ષના ઘણા મહાપુરુષો આ દેશ છોડી ચાલ્યા ગયા. (૧૦-૧૧)

પુરાણીજી શુખદેવ, નારદ; રામ, કૃષ્ણ, વ્યાસ વિગેરે મનુષ્યો હતા એ તરી ગયા તો કુલ મનુષ્યોએ તરી જવું જોઇએ. મુક્તિ પ્રાપ્ત કરવાને માટે પશુયોનીમાં મચ્છ, વરાહ, વ્યાઘ્ર હોવાથી કુલ પશુને મુક્તિનો હકક એક સરખો છે. (૧૨)

કેટલાએક નવીન પરમહંસો ગપ્પાં મારે છે, કે યાવત્ સંસાર બ્રહ્મ રૂપ છે. અર્થાત-સંસારમય બ્રહ્મ છે. વેદાન્તી આટલું કહો, બ્રહ્મથી સંસાર ભિન્ન નથી તો પછી વેદ, શાસ્ત્ર, પુરાણ વગેરે કોને સમજાવા મહર્ષિઓએ બનાવ્યાં હશે? મને તો એમ લાગે છે કે તમારા મગજનું બોયલર બગડી ગયું હશે. જેથી વ્યર્થાનંદ ભોગવવો પડે છે. (૧૩)

આત્મા એજ ઈશ્વર, છે તો પછી સમજવુંને સમજાવવું કોને? (૧૪)

એક બ્રહ્મમાં અજ્ઞાન કોને થયું? અને ગુરૂલક્ષાર્થ મંત્ર કોને આપો છો? આત્મા એજ ઈશ્વર, અગર બ્રહ્મ છે, તો સ્તુતિ શેની કરવી. આવી ભ્રમ જાળમાં નાહક નાંખી જીવને ઉંધે રસ્તે દોરવા એમાં તમારો કંઈ સ્વાર્થ રહેલો જણાય છે. (૧૫)

ઇશ્વર સર્વજ્ઞ શક્તિમાન હોય છે તેવી રીતે જીવ નહિ

તમે જીવનેજ ઇશ્વર માનતા હો તો તમારી અંદર સર્વજ્ઞપણું હોવું જોઇએ. જો એમ હોય તો લાખો અનાથ દુખી છે તેઓને સુખી બનાવી દો. (૧૬)

બ્રહ્મ અનુભવ, અગર કયા ન્યાયે કરીને પ્રત્યક્ષ થાય છે? અનુભવ કરનાર કોને કહે છે? એકમાં બીજો કયાંથી સર્વ વ્યાપક, સર્વ સ્થળે હોવાથી એક જીવને અજ્ઞાન અને એકને જ્ઞાન છે તો બ્રહ્મને દોષાપત્તિ જરૂર લાગવી જોઇએ. જો એમ હોય તો નિર્વિકારી શેનો? ભાઇ તમારી યુકિત ગમે તેમ લગાવો તો પણ જીવ ઇશ્વરની અંદર રહેલી ભિન્નતા તે કદી જાય તેમ નથી. અર્થાત જીવ ઇશ્વર થવાનોજ નથી. ઈશ્વર સર્વજ્ઞ, સર્વ શક્તિમાન છે, પણ તેવી રીતે જીવ નથી. યાવત્ સંસારમાં કંઇ કરોડો મનુષ્ય આદિ પ્રાણીઓ છે. તેઓ જુદા જુદા પ્રકારના છે. તેમની જુદી જુદી પ્રાર્થના નિયંતા પ્રભુ એકી વખતે સાંભળે છે. અને એક વખતે યાવત્ બ્રહ્માંડના જંતુઓની જુદી જુદી પ્રાર્થનાઓનો જુદો જુદો ઉત્તર એકી વખતે આપે છે. એવી રીતે આત્માથી બની શકે તેમ છે? જો બને તો કહો. (૧૭–૧૮) નપુંસક, વિંડલ (હિજડો) એવો જે અકર્તા નિષ્ક્રિય જડ, અચેત બ્રહ્મને આશરે રહી મુકિત માનો છો તે શું થશે? નિષ્ક્રિય બ્રહ્મ છે, અને તમો ક્રિયા સહીત ચૈતન્ય છો. તો પછી જડ ચૈતન્ય સંબંધ

કેવી રીતે જોડાશે ? આ તો સંસારમાં કહેવત છે કે, "મીયાં મહાદેવને કદી ન બને" તેવીજ રીતે ચૈતન જડનો સાક્ષી છે પણ જડ ચૈતનનો સાક્ષી નથી. (૧૯-૨૦-૨૧) શ્રીકૃષ્ણનું ચરિત્ર મહાભારતમાં અત્યુત્તમ વર્ણવ્યું છે.

એના ગુણ, કર્મ સ્વભાવ અને ચરિત્ર પ્રાપ્ત પુરૂષોનાં જેવાં હતાં; અર્થાત આગળ મુનીઓ થઈ ગયા તેવાં હતાં. શ્રીકૃષ્ણ જન્મથી લઇ મરણ પર્યંત કોઇપણ આચરણ ખરાબ હોય એવું મહાભારતમાં કોઈ પણ સ્થળે દેખાતું નથી. પરંતુ ભાગવતકારે અનુચિત મનમાન્યા એ મહાત્મા શ્રીકૃષ્ણ ઉપર દોષો લાવ્યા છે. દુધ, દહીં માખણની ચોરી, પરસ્ત્રીઓની સાથે રાસ લીલા આદિ મિથ્યા દોષો લાવ્યા છે. પોપજીનું બનાવેલ ભાગવત ભણવાથી કે ભણાવવાથી અન્ય મતાવલંબીઓ શ્રીકૃષ્ણની ઘણીજ નિન્દા કરે છે. જો એ પોપજીએ ભાગવત ન બનાવ્યું હોત તો શ્રીકૃષ્ણ જેવા મહાત્મા નિંદનીય ગણાત નહિ.

શિવપુરાણમાં બાર જ્યોતિલિંગ લખ્યાં છે; કે જેમાં લેશપણ પ્રકાશ નથી, આરસપહાણુંના પથ્થરની કારીગરોએ ટાંકણાથી ખોદીને બનાવેલ છે. વળી રાત્રિએ અંધારામાં દિવો કર્યા વગર એ લિંગ દેખાતાં નથી. તેમાં કાંઇ વધુ ચતુરાઇ જોવામાં આવતી હોય તો એ બધી લીલા પોપજી મહારાજની છે; નહિ કે લિંગની.

શૈગ્ય—જ્યારે સુક્ષ્મવેદ લોપ થયા પછી ચાર વેદનો પ્રચાર થતો હતો. તે જાણુવાની શક્તિ જ્યારે ના રહી ત્યારે સ્મૃતિઓ બનાવી જ્યારે સ્મૃતિઓ જાણુવાનું સામર્થ્ય ના રહ્યું ત્યારે શાસ્ત્ર બનાવ્યાં. અને જ્યારે શાસ્ત્ર ભણુવાનું ન રહ્યું, ત્યારે પુરાણો બનાવ્યાં. તેમાં સ્ત્રી અને શુદ્ર, તેમને વેદ ભણુવાનો અધિકાર નથી.

કાયમપંથી – પુરાણીજી આવી બધી ખોટી વાર્તાઓ કયાં સુધી કરશો? તમારૂં કથન સર્વ ખોટું છે, કારણુ પોપ લોકોએ પાંચમો વેદ ગુપ્ત કર્યો. ત્યારથીજ તમો પોપ લીલાનો ઘણો લાભ લોછો. પણ એટલું યાદ રાખજો, કે ઇશ્વરકૃત પાંચમો વેદ નાશ કરી ભોળા ભાઇઓને ફોસલાવી, ફોસલાવી બિચારાને નિર્ધન બનાવવા, દુઃખી કરવા એ શું પાપ નહિ ભોગવવું પડે કે? ભણુવાનું સામર્થ્ય પઠન, પાઠનથી આવે છે. વેદ ભણુવાનો તથા સાંભળવાનો બધાઓને અધિકાર છે. જુઓ છાંદોગ્ય, ઉપનિષદ, ગાર્ગી આદિ સ્ત્રીઓ વેદ જાણુતી હતી. એમ સ્પષ્ટ જણાય છે. જાન શ્રૃતિ શુદ્ર પણુ રૈકય મુનિ પાસે વેદ ભણ્યો હતો. એ યજુર્વેદના છવીસમાં અધ્યાયમાં બીજા મંત્રમાં સ્પષ્ટ લખ્યું છે કેઃ—વેદ ભણુવાનો અધિકાર મનુષ્ય માત્રને છે. ઇત્યાદિ પ્રમાણો વિદ્વાન હોવા છતાં જે લોકો એવા મિથ્યા ગ્રંથો બનાવી લોકોને સુક્ષ્મ વેદથી વિમુખ રાખી જાળમાં

ફસાવી પોતાનું પ્રયોજન સિદ્ધ કરે છે, તે શું મહાપાપ નથી.

## " ગ્રહોનું ચક્ર. "

આ પોપ લોકોએ ગ્રહોનું એવું તો ચક્ર ચલાવ્યું કે જે માણસે કાળો અક્ષર કુહાડેથી કાપ્યો હોય તો પણ ગ્રહોના ચક્રોનાં ગપોડાં, બે, ચાર અંડવંડ શીખી લીધાં હોય તો મોટો ગ્રંથ બની જાય. ચાળીસ હાથ લંબું ટીપણું પાઘડીના પડીઆમાં ઘાલી, શહેરમાં નીકળ્યા હોય તો અજાણ્યા લોક એવી તો કલ્પના કરે કે કાશી, વિશ્વનાથ નગર નિવાસી છે. એમ જાણી પુરાણીજીના આગળ લાંબા લાંબા હાથ કરી, હસ્તરેખા બતાવે પુરાણીજીને હસ્તરેખા જોતાં ઘણી મહેનત પડવાથી હસ્ત બતાવનારને કહે કે તમે રૂપીઓ અગર આઠ આના આપો તો કહું. આંખનો આંધળો અને ગાંઠનો પુરો લાલચનો (કંચન કામના) માર્યો લાચાર બની બિચારો લુંટાઈ જાય છે. પુરાણીજીને ટીપણામાં જોવું તે ઉંધુ પકડ્યું છે કે અગર સીધું, એ પોતે યથાર્થ જાણતા ન હોય ? ઘણું કરીને પુરાણીજીને અવિદ્વાન, લોભી, આળસુ, પ્રમાદિઓ જ્યાં આગળ વધુ હોય ત્યાં આગળ તેમનું ટટ્ટુ સારૂં ચાલે છે. પુરાણીજી તો શું પણ એમના બાપ, દાદાને પૂછીએ તો પણ ઠીક ઠીક જવાબ નહિ મળે

કે ગ્રહો એ શું છે. બિચારા ભોળા લોકોની આગળ ગ્રહોનો ભય બતાવી ભ્રમ જાળમાં પાડે છે.

શૌચ—શું ગ્રહોનું ફળ નથી મળતું ?

કામયપંથી—પોપ લોકો જે પ્રમાણે કહે છે. તે પ્રમાણે નહિ. પુરાણીભાઈ લીલા આ પ્રમાણે કરે છે. મહારાજ, શેઠજી, યજમાન ! તમારો આજ આઠમો ચંદ્ર, અથવા સૂર્યાદિ ક્રુર, ઘરમાં પડયા છે, સાત વર્ષનો શનેશ્વર પગમાં આવ્યો છે. અને પછી રાહુ નડવાનો છે. તમને મોટું વિઘ્ન આવશે. ઘરબાર છોડાવી પરદેશમાં ભમાવશે. માટે જો તમારે એ દુખથી બચવું હોય તો ગ્રહોનું દાન કરો, જપ, પાઠ, પૂજા કરાવો. બ્રાહ્મણોને ભોજન આપો. દક્ષિણા આપો. તેના પ્રતાપથી ગ્રહો તમને બ્રાહ્મણ નડવા દેશે નહિ. માટે શેઠજી દાન કરોને કરો. અફસોસ છે-ભલા, હવે એ લોકોને પૂછવું જોઇએ કે તમારો અને ગ્રહોનો શો સબંધ છે.? ગ્રહ શી વસ્તુ છે?

જો ભાઇ ખરૂં પૂછો તો તેમનું ફળ આ પ્રમાણે છે. સૂર્ય અને ચંદ્રમા સ્વકિરણ દ્વારા ઉષ્ણતા આપે છે. તથા ઋતુ પ્રમાણે મનુષ્યોને ગરમીથી, અથવા ઠંડીથી, જે સુખ, દુખ થાય છે. તેના નિમિત્ત તેઓ થાય છે.

પુરાણી—દેવ ધીન જગત્સર્વં મંત્રાધિનશ્ચ દેવતઃ ।
તંમંત્રતા બ્રાહ્મણાધીની સ્તસ્માદ્ બ્રાહ્મણ દૈવતમ્ ॥

હે કાયમ સમાજીઓ, શું બકતા શીખ્યા છોકે? એમ ન માનતા પુરાણીઓમાં પોલંપોલા ચાલે છે. જુઓ. અમો કેવાં પ્રમાણે આપીએ છીએ.

દુનીઆના બધા દેવોને, યાવત્ જગત અધિન છે! મંત્રોને આધિન દેવતાઓ છે. મંત્રો બ્રાહ્મણને આધીન છે જેથી બ્રાહ્મણો દેવતાઓ કહેવાય છે. અમારા ઇષ્ટ દેવોને બોલાવી તેમને ખુશ કરી ઈષ્ટાર્થ સિદ્ધ કરવો. એમાં બ્રાહ્મણનોજ અધિકાર છે. યદી બ્રાહ્મણોમાં એવી મંત્ર શક્તિ ન ન હોત તો, તમારા જેવા નાસ્તિકો અમને સંસારમાં રહેવા દેત નહિ, પણ આવાં સમર્થ સાધનો અમારી પાસે હોવાથી તમો ઠીક રહ્યા છો.

કાયમપંથી—બહુ સારૂં, ઠીક, થયું. બદમાસ ચોર, લુંટારા અને કુકર્મી લોકો પણ તમારા દેવતાઓને આધિન હશે. દેવતાઓજ એને દુષ્ટ અગર કુકર્મ કરાવતા હશે અત્યારે ઘણી વર્ણોમાં દુરાચાર; પાપ, હત્યા તે તમારાજ દેવ કરાવતા હશે. જો એમ હોયતો તમારા દેવતાઓમાં અને રાક્ષસોમાં કશો પણ ભિન્ન ભાવ નથી. દુનિઆ ભરના મંત્રો જ્યારે તમોને આધિન છે. અને તેનાથી ગમે તેમ

કરવાને શક્તિ ધરાવતા હોતો તે મંત્રોથી દેવતાને સાધી (વશ કરી) રાજાઓ તથા સદ્ગૃહસ્થોના મોટા મોટા ખજાનાઓ લુંટી લાવી તમારા ઘરમાં બેઠા બેઠા એશ આરામ કેમ ભોગવતા નથી?

મંત્રોથી દેવતા અમોને આધિન છે એવું લોકોને સમજાવી, તમોએ તમારા સ્વાર્થ માટે લોકોને ફોસલાવવા તેમાં આપે ઘણીજ ચતુરાઈ કરી છે. યદી કોઈ માણસ પૂછે કે વધુ ચાલાક, બદમાસી લોકોને ઠગી ઘણાનાં ઘર ઘાલવાં એવી વિદ્યા કયાં મળશે તો અમારે જરૂર કહેવું પડશે કે, ચાલુ જમાનામાં આજકાલ પુરાણી પાસે છે. શનિવારને દિવસે શનેશ્વરનું તેલ ઉઘરાવવા અથવા છાયાદાન લેવા લોકોની પાસે યાચના કરવા તથા ભીખ માગવા ઘેર ઘેર માર્યો, માર્યો શા માટે ફરો છો જેને તમે કુબેરભંડારી માનો છો. તેને વશ કરી જોઇએ તેટલું ધન લો. બિચારા ગરીબોને શા માટે લુંટો છો? તમને દાન આપવાથી ગ્રહો પ્રસન્ન રહે છે. અને ના આપવાથી અપ્રસન્ન રહે છે તો શું તમો ગ્રહોની પ્રસન્નતા અને અપ્રસન્નતા અમોને પ્રત્યક્ષ કરી બતાવી શકો છો? જેને સૂર્ય અથવા ચંદ્ર આઠમો હોય તેને અને જેને ત્રીજો હોય તેને જેઠ માસમાં ઉઘાડે પગે તપેલી ભૂમિપર એક સાથે ચલાવો જેના ઉપર ગ્રહ પ્રસન્ન હશે તેને નહિ બળવાદે, અને જેના ઉપર કુર હશે તેને બળવા

દેશે. પોષ માસની પૂર્ણિમાની રાત્રીએ બે જણાને આખી રાત ઉઘાડા શરીરે મેદાનમાં ઉભા રાખો. એકને ઠંડી લાગશે અને બીજાને નહિ લાગે. તો અમે એમ જાણીશું કે, ગ્રહો પુરાણીના સંબંધી છે અને યજમાનના સબંધમાં નથી. ગ્રહો તમારા શું સગા થાય છે? ગ્રહોને નામે ઘણું એક દ્રવ્ય લુંટો છો. તો તેનો હિસ્સો લેવા ગ્રહો તમારે ઘેર આવે છે, કે તમે ગ્રહોને ઘેર જાઓ છો? તમારે ગ્રહોની સાથે કાગળ પત્ર અગર તાર વહેવાર છે કે શું? ગ્રહો જાડા પાતળા કેવા છે? વખતે તમારા ઉપર એકાદ ગ્રહ તુટી પડે તો તમે બચી શકશો કે કેમ? જો ગ્રહો તમારા હોય તો તમારી મંત્ર શકિતથી રાજા અગર ધનાઢય કેમ થતા નથી. ઘણા શત્રુ તમારા પર હુમલા કરે છે. તેઓને તમારા ગ્રહોની પાસે બાંધી રૂધન કરી શરણે કેમ લેતા નથી અગર તમારાં ઘર, મકાનો સુવર્ણના કેમ બનાવતા નથી તમારી મંત્ર શકિતથી તમારા છોકરાને મુસાફરી કરવા સ્વર્ગમાં કેમ મોકલતા નથી? કારણ કે મંત્ર શક્તિઓ તમને આધિન હોવાથી દુનિઆના દેવો અને ગ્રહો આધિનજ છે તો પછી કંગાળ બની દીનતા બતાવવાની કાંઈ જરૂર!

પુરાણીજી—તમે નાસ્તિક છો કોઇને માનતા નથી આગળના અમારા ઘરડા વડવા શું આંધળા હતા! તમારા જેવા

કહેનાર શું તે વખતે ન હતા? અમે તો આ બધું સાચું માનીએ છીએ.

કાયમપંથી--હા, પોપજી મહારાજ તમારા ઘરડા વડવા આંધળા તો ન હતાં પણ અંધાચાર્ય હતા. નાસ્તિક અમો નથી. પણ નાસ્તિક એને કહેવો જોઇએ કે જે માણસ સુક્ષમવેદ ( પાંચમો વેદ ) અને નિયંતા કેવલકર્તાને ન માનતો હોય તે નહિ કે તમારા જેવી પોપલીલા ન માનવાથીજ નાસ્તિક કહેવાય. જે માણસ કૈવલકર્તાને માને છે. તે કદી પણ નાસ્તિક થઇ શકતો નથી ખરો નાસ્તિકતો એને કહેવો જોઇએ કે સુક્ષમવેદ અને ઈ-શ્વરની આજ્ઞા ન માને અને પોપલીલા ચલાવે જો તમોને ગ્રહોનું દાન આપવામાં આવે. અને તે છતાં ગ્રહજેને પિડા કરે છે તે માણસ, તેજ દાનનો ઉપભોગ કરે તો હાનિ શી છે? યદી કહોકે અમોનેજ દાન આપવાથી ગ્રહ પ્રસન્ન રહે છે તો શું તમોએ ગ્રહોનો કંઇ ઇજારો લીધો છે? અને જો ઇજારો લીધો હોયતો સૂર્યાદિને તમારા ઘરમાં બોલાવીને બળી મરો. ખરી અને સત્યવાતતો એ છે, કે સૂર્યાદિ ગ્રહો જડ છે, તેઓ કોઇને સુખ અથવા દુઃખ આપવા ચેષ્ટા કરતા નથી. પરંતુ ગ્રહોના બાનાથી તમારી જીવિકા ચલા-વવા તમેજ ગ્રહ રૂપ છો. કારણ કે સવારના પહોરમાં નહા યા ધોયા વગર ત્રણ હાથ લાંબુ ત્રિપુંડ ખેંચી પુરાણીજી

ઢોરો ભડકાવતા યજમાનને ઘેરે જઈ ઉભા. તે વખતે યજમાન ને પિડયા વગર રહેતા નથી. ખરૂં પૂછો તો ગ્રહણ કરવું એનું નામજ ગ્રહ છે. તમે જ્યારથી યજમાનના દ્વાર પર પહોંચ્યા છો ત્યારથીજ શેઠ સાહુકારને નડયા વગર રહેતા નથી. ગ્રહ એ શું છે, એ બિચારા યજમાનો વિગેરે જાણતા નથી પણ નદીના કોતર જેવા આંગળીના વેઢા દ્વાર પર ઉભા રહી ગણવા માંડયા, ત્યારથીજ તેઓ ગ્રહના વાકેફ થયા જ્યારે તમો પોતેજ ચંદ્ર સૂર્ય, શનિશ્વર આદિ સાક્ષાત મૂર્તિમાન ગ્રહોની ઉપર ચઢો છો તે વખતે ગ્રહણ કર્યા શીવાય છોડતજ નથી. કોઈ હોંશીયાર વિદ્વાન તમારી પોપ જાળને જાણી તમારી પાસે ન આવે તો તમો નાસ્તીક છો, એવા શબ્દોથી તેની નિંદા કરો છો.

પુરાણીજી—ઠીક, એતો અમારી ટેકી નહિ લાગવા દો પણ જ્યોતિષ તો સચું છેને? કારણકે ચંદ્ર, સૂર્ય, રાહુ, કેતુના સંયોગથી ગ્રહણ થાય છે. તે અમો પહેલેથીજ કહી દઈએ છીએ. અરે? વધુ શું કહીએ સો વર્ષના એકંદરે ગ્રહણો થશે તે પણ એકી વખતે કહી દઈએ, કહો હવેતો સાચુંને? ગરીબ, રાજા, ધનાઢ્ય વીગેરેઓની પચાસ, પચાસ હાથ લાંબી જન્મ પત્રિકાઓ બનાવીએ છીએ. વળી તેમનાં સુખ, દુખ, રાજા રંક જે સ્થિતિ તેમની થવાની હોય તે એકી વખતે કહી દઈએ છીએ.

કાયમપંથી—પોપજી મહારાજ, તમોએ પોપલીલાનેઃ આર્યાવર્ત્ત દેશમાં જે દિવસથી પ્રસારો કર્યો ત્યારથીજ કળા કૌશલ્યા પશ્ચાત જોવામાં આવે છે. ગ્રહરૂપ પ્રત્યક્ષ ફળ છે. તે ગણિત વિદ્યાનું છે. ફલિતનું નહિ ગણિત વિદ્યા સાચી છે અને ફલિત વિદ્યા (સ્વભાવિક સબંધ સિવાય) ખોટી છે. અપ્રમાણિક વિષય માનવા યોગ્ય નથી. રાજા, રંક, શેઠ, સાહુકાર, સુખ દુઃખ તે કર્માનુસાર છે. પોતાના કર્મનું ફળ પોતેજ ભોગવે છે. આજકાલના ઘણા જ્યોતિષિઓ પુત્ર તથા પુત્રીઓનો વિવાહ ગ્રહોની ગણિત વિદ્યાને અનુસરીને કરે છે તથાપી આપણ ધ્યાન આપીને જોઇશું તો અંદર પુત્રી વખતે વિધવા થાય અગર પુત્ર મરણ પામે. સુલેહ શાંતિથી સદા સબંધ બંધાયલો રહેતો નથી.

"આપ અંધ નીરંધ યજમાનુ હોનુ ભવ ભટકાને"
તે અજ્ઞાની દુષ્ટ દગ્ધજન નુગરા નેક ન માને
ચોસરા. અ ૨. ચો. ૪.

જુઓભાઈ પુરોહિત (ગોરજી) આંધળો અને યજમાન જોઇએ તેવોજ આંધળો, અને વળી અંધ શ્રદ્ધાળુ, બંને આંધળાઓ એક બીજાને રસ્તો શું ધુળ બતાવશે? બંને જણ તેવાને તેવાજ ભવ સાગરમાં ભટકયા કરે છે.

"કર્મ કરાવે જુગત જણાવે બિન દીઠે વિલમાવે"
અંધે અંધ નીરંધ નીશાએ ભુક્તે સો ભુકતાવે.
ચોસરા. અ. ૨. ચો. ૩.

દીઠું નથી દેખવાનુ નથી, જોયું અને જોશો પણ નહિ. તો પણ કર્મ એવાંતો કરાવે કે જાણે હમોજ હિમગીરી પર્વત ઉપર કૈલાસ નિવાસી છીએ. યજમાનની પાસેથી ઘણા ટકા પેદા કરી ટોળે કરી રાખ્યા હશે, ન માલમ કે તેનો ઉપયોગ કેવો કરતા હશે. આપણે પુરાણીને પૂછીએ અમુક મહુર્તને દિવસે અમુક કામ થશે કે કેમ? તો પુરાણી જરૂર કહેશે, કે તમારા નિશ્ચય કરેલ નિર્વિઘ્નથી પરિપાર ઉતરશે. આ પ્રમાણે ચોક્કસ કહે. તોપણ કશુંએ કામ બનતું નથી. છતાં આંધળા યજમાન પુનઃપુરાણીને પૂછવા જશે. લગ્ન વીધિ વખતે ખાસ કરીને જોષીઓ પોતાના છોકરા છોકરીને માટે સારૂં મુહુર્ત જુએ છે તો પણ બંનેમાંથી એકાદને વિઘ્ન આવી આનંદનો ભંગ કરે છે. ફળ સાચું હોયતો વરકન્યાને સુખ દુઃખ થવું ન જોઇએ છતાં થાય છે. એ ઉપરથી એમ સિદ્ધ થાય છે, કે ગ્રહોથી આપણે દુખી નથી પણ કર્મથી છીએ. કારણ કે કર્મની ગતિ સાચી છે. ગ્રહો જડ હોવાથી સુખ દુખ આપી શકતા નથી. કર્મનો કર્તા અને તે કર્મને ભોગવનાર જીવ ( અંશ ) છે.

નિયંતા કૈવલે સૃષ્ટિક્રમની એવી તો વ્યવસ્થા ગોઠવી છે, કે મનુષ્યતો શું પણ જેને તમો ગ્રહો માનો છો, તે પણ ઘણા કર્મના દુઃખોથી પિડિત છે. તો એટલું તમારે કહેવું જોઇએ કે, તેમને બીજા કયા નવ ગ્રહો છે જેથી તેમને દુઃખ ભોગવવું પડે છે. જુઓ,

पर्यटन सुर्य लोका नाम क्षयरोगेणो चंद्रमा: अंगारके नय-दामौमः न पुश्चक बद्धरेवेच ॥ गुरुश्री हिन जनाः सदाकाळ निवारीत, अग्रु नेत्रयद हानी मस्रीरुपेण शनिश्च राणे शिर्ष विना मंडुळ केतो शिर्ष हिनस्तथी एते दुःखेभ्य सत्राणोकेन ग्रहेकः काणात्त ॥ योग उपनिषद.

આ લોક અને પરલોકમાં ગમન કરનાર એવો જે સૂર્ય તે પણ દુઃખી છે તેમ છતાં ચંદ્ર ક્ષય રોગે કરી દુઃખી થાય છે. અહો રાત્રિ મંગળ પણ બળેલોજ રહે છે. તેમ બુધ નપુંશ્વકપણું ભોગવે છે. શુક્ર એક આંખે કાંણો છે. બૃહસ્પતિને સ્ત્રીવગર જન્મ ગુજારવો પડે છે. એથી ઘણો પિડિત છે. શનિશ્ચર તે પણ પનોતી (સ્રી)નું રૂપ ભોગવે છે. અને રાહુ માથું છતાં ધડ વગરનો છે. વળી કેતુ ધડ છતાં માથા વગરનો છે. જુઓ, એવીજ રીતે નવ ગ્રહો પોપ લોકોએ માનેલા, દુઃખ સાગરમાં કર્મના ફળ ભોગવ્યા કરે છે. માટે કર્મની ગતિ ન્યારી છે. માટે કર્મ કરો સુખી થશો, ગ્રહોની પ્રાર્થના કરવાથી સુખી થવાના નથી. આટલું તમારે કહેવું જોઇએ કે, જે ઘડીએ ( વખતે ) બાળકનો જન્મ થાય છે તે વખતે પૃથ્વી ઉપર બીજાનો જન્મ થાય છે કે નહિ, એમ માનો કે રાજાનો જન્મ જે ઘડી, વખત, અને પળે થયો તેજ વખતે બીજાનો જન્મ

થાય છે કે નહિ, હવે એમ કહો કે નથી થતો, તો તમારૂં કહેલું ખોટું છે. વળી કહો કે થાય છે. તો એક ચક્રવર્તિ સમાન પૃથ્વી ઉપર બીજો ચક્રવર્તિ રાજા કેમ થતો નથી. જો તે વખતે એટલુંજ કહો, કે એ બધી પોપલીલા અમારાં પેટ ભરવાને માટે છે. તો કોઇ માની શકે.

## વિધિનીરૂપણ.

કાયમસમાજી બંધુઓ, સંસારમાં જીવો કર્મ વિકર્મ કરતા આવ્યા આવ્યા છે, તેનાથી જન્મને મરણાદિ દુઃખો ભોગવવાં પડે છે. કર્મ મનુષ્યને સ્વભાવિક ભોગવવાંજ પડે છે. ગ્રહો આદિના પૂજનથી છુટી શકતા નથી.

પુરાણીજી—હા, એ વાત તમે ઠીક કહી, કર્મયોગ વિધાતા મેળવે છે. વળી મનુષ્યોના લેખ જનમ્યા બાદ છ દિવસે લખી જાય છે, અને એજ પ્રમાણે કર્મ ભોગવવાં પડે છે, આ વાત તો તમો સાચી માનો છોકની ?

કાયમપંથીઃ—ના, જરાપણ નહિ. કર્મનો યોગ મળવો કર્મની ગતિ ઉપર આધાર છે. વિધાતા એ સ્રી છે, પુરૂષ અને પ્રકૃતિ એ સંબંધ પરંપરાથી ચાલતો આવેલ છે. સ્રીનો ન્યાય પુરૂષના હાથમાં છે. વિદુષક બનાવવી એ પુરૂષ ઉપર આધાર છે. તેને બદલે વિધાતા નામની સ્રી પુરૂષના નામના ખોટા લેખો લખી તેને ભ્રમ જાળમાં નાંખવો એ વિદુષક સ્રીનો ધર્મ નથી પરંતુ શાકણનો ધર્મ છે.

છ દિવસે વિધાતા કર્મના લેખ લખે છે. તો પુરાણીજી એટલું કહેતા જાઓ, બે અગર ત્રણ દિવસે મરણ થયું એ કઇ વિધાતા કર્મના લેખ લખી ગઇ અને ક્યારે લખ્યા ? જે છ દિવસો કહો તો બાળકના જન્મબાદ એક બે દિવસમાં તેનું મરણ મરણ થાય છે તેનું શું કારણ ?

करनहार नहि जानत, करीया करम अचेत;
उभयकु अनुभव नहि, कहो कुन तीनको देत.
दुनीयामां यौं कहत हे, गति पुरण पगाय;
विधि लखत लेख ही, योग मेशावत मांय.
पुःनही सुनो तायकी, केतीक लखे अनेक;
उदे अस्त लयौं जीवके, अंत न आवत एक.
लखनहारके शीर कीने, लखीया लेख लखन;
तीनु भाखे सब जीवके, लखनहार कोई आन्य.
हाल होय तीनकी लखे, फेरी उपजे तीनु ठांय;
बीच अंधेरी सबनकु, कोईकु सुझत नांय.
जन्मे स्थां आवी लगे, कर्म कर्यां होय पीछ;
अंधकु जड खायके, मळे कुन कीछ.

મતલબ કે જગતના જીવોએ જન્મથી મુવા પર્યંત કેટલાં કર્મ કર્યાં તે જાણતાં નથી. વળી કર્મ જડ છે.

કરનાર અચેત છે. અને કર્મની એવીતો ગહનગતિ ભોગવવી પડે છે. કે રાજાને રંક અને રંકનો રાજા બનવું પડે છે. આ વિષય પ્રાય કરીને કપોલકલ્પિત પુરાણાદિ ગ્રંથોમાં ગાથા લખેલા છે, તે સાચા નહિ. ઉદે અસ્તમાં કરોડો જીવનું જન્મ મરણ થાય છે, ત્યાં બિચારી વિધાતા એકને એક કેમ કરીને પહોંચી શકે છે. જો અમારા પુરાણીભાઇઓની કંઇક દરજ્જે લેખ લખવામાં વિધાતાને મદદ થતી હોય તો તેમને અમોને કહેવું જોઇએ. અગર વિધાતાને ઘેર ઘેર લેખ લખવા ટીચાવું પડે છે. તે મનુષ્યો એકલાજ નહિ; પણ કીડી, મંકોડી, કીડા, અળસીયાં, સર્પ વીંછી, વાઘ, વરૂ, પશુ, પક્ષી, ઝાડ. પહાડ, દેવ, દાનવ મતલબકે બધા બ્રહ્માંડના જંતુઓના લેખ વિધાતા લખે છે. તો વિધાતાના કોણે લખ્યા ? કારણ કે નિમેષ વિશ્રાંતિ વિધિને લેવી હોય પણ મળતી નથી. જે લેખ વિધિના લખનાર છે. તેણેજ આપણા લખ્યા એવું માનીએ તો હરકત શી છે ? કયા જન્મમાં કઈ વખતે કર્મ કર્યાં હોય. આપણે કયાં જન્મ લઈ કોણ જાણે કયાં રખડપટ્ટી કરતા હોઇએ ? એ અંધાધુંધીમાં વિધિતો શું પણ વિધિનો બાપ ગોથાં ખાઈ જાય એવી કર્મની ગતિ છે. જ્ઞાનીઓનું કહેવું છે કે જીવ અનંત છે. તો પછી વિધિએ ગણત્રી કરીને લેખ લખ્યા એટલે અંતવાળા થયા એમ

માનવું પડશે. પુરાણીજી જો એમજ હોય તો અનંત સૃષ્ટિમાં જીવો કેટલા છે તે કહેવા જોઇએ. શું ધુળ કહે? બે પડી ( મોઢું ) માં ગપ્પાં મારીજ રાજી થવાનું તો ?

તમો વિધાતાને વિશ્વાસે બેસો છો, છતાં કર્મને ભરોંશે રહી પુરૂષાર્થ કરવો એ ઘણું સારૂં છે. પુરૂષને સુખદુખ ભોગવવું પડે છે તે કર્મના આધારથી નહિ કે વિધિના લખેલા લેખ ઉપર. પુરાણીજીને એક જન્માક્ષરપત્ર બનાવવો હોય તો પંદીર વીસ બાળકના જન્મના છઠ્ઠીના દિવસે વિધિ પળ માત્ર આવવાથી સારી જીંદગીના કેમ કરીને લખી નાંખ્યા ? આ બધા જીવોની નોંધ વ્યવસ્થા વિધાતાને પુરાણીજીને કરવા લાગતા હશે. જેથી હક ધરાવતા આવે છે. જો તેમ હોય તો કઇ જગ્યામાં વિધિની ઓફિસ છે. વિધિની નોંધણી કોર્ટમાં બહુ જરૂર પડતી હશે. જો જોવું હોય તો દેશના ગરીબો હુન્નર વગરના તેઓને ત્યાં મોકલી સુખી કરવા જોઇએ.

## " પનોતી વિષે નિરૂપણ."

પોપજી—તમોને પનોતી નડે છે, તેથી સુખ દુઃખ થાય છે. દુઃખથી મુકત થવા માટે શનિવારને દિવસે તેલ, સિંદુર, અગર આંકડાનો ફુલનો હાર લઇ જવો પડે છે. તમને ત્યાં ઉભા રહી ઘણીવાર સ્તુતિ કરવી પડે છે. ત્યાં તમારૂં ચાલે તેમ નથી, એવાં પરાક્રમ હનુમાનમાં છે કે

રાજાનો રંક, ને રંકનો રાજા બનાવી દે. જો તેમ ન હોત તો તમારા જેવા નાસ્તિ માનત નહિ પણ અહીં ચાલે તેમ નથી. માટે અમો તમોને કહીએ છીએ કે મહાદેવના ભક્ત બનો તમો ઘણા સુખી થશે.

કાચમપંથી—વાહરેવાહ? ધન્ય છે વળી આ કળીયુગના વિધાતાને જીવને ફોસલાવતાં તો સારૂં આવડે છે. સંસારના મનુષ્ય સુખ દુખથી પીડિત છે કે પનોતીથી છે કે કેમ? જો તેમ હોયતો જીવને કર્મ કરવાની જરૂર નથી. કારણકે, મનુષ્ય કર્મ વિકર્મથી સુખી દુખી થતું નથી. પરંતુ પનોતીની પીડાથી થાય છે. છ માસની અગર છ વરસની પનોતી બેસવાથી નિશ્ચય લેખ લખાઇ ગયો કે સુખ અગર દુખ થશે. તો પુન્ય વિગેરે ક્રિયા કરવાની જરૂર શું. જો કહો કે પુન્ય કરવાથી પનોતી ઉતરી જાય છે. તો છ અગર સાત વર્ષનો લખાએલો લેખ તમારે કહેવો જોઇએ કે ખોટો છે. તમોનેજ પુન્ય કરવાથી પનોતી રાજી રહે છે એટલે શું સાત સાત પનોતીનો ઈજારો લીધો છે કે શું શિયાળાની ઋતુમાં વગર જોડે સવારના પહોરમાં પુજારીઓને હનુમાનના દ્વાર પર લુંગડાં પહોળાં કરી બેસવું એશું પનોતી નહિકે, વળી તમે જેને પનોતી કહોછો તે રાવણને ત્યાં કેદખાનામાં સડયા કરતી હતી. તો કહો પુરાણીજી પનોતીને કઈ પનોતી નડે છે. હનુ-

માનના પગ નીચે ચગદાઈ મરવું પડે છે. તે પનોતી હનુમાનને વશ હોય તો દ્રોણાચળ પર્વતને હનુમાન લઈ લંકામાં જાય છે, તે વખતે ભરતજીએ બાણ મારી હનુમાનનો પગ લુલો કર્યો હતો. તો તે વખતે હનુમાનના પગ પર કઇ પનોતી ચઢી બેઠી કે તેને દુખ થયું. પત્થરનો હનુમાન ચીતરી બેડોળીઆ વાંદરા ા મોઢા જેવું બનાવી ચોંટાડી દીધું. એટલે શું. સર્વજ્ઞ શક્તિઓ આવીઓ કે શું? હનુમાન પહેલાં પનોતી હતી કે નહિ. જો કહો કે હતી તો કોના પગ તળે દબાઇ રહી હતી? માટીના અગર પત્થરનાં પુતળાં બનાવી યાચના કરી ક્રુર કર્મની માફી માગવી તે શું તે આપશે કે? કહોકે આપે છે. કુદરત વ્યવસ્થાને ફેરફાર કરવાને શું તેમનામાં શક્તિ છે? શક્તિ હોય તો દહેરામાં અગર મંદિરોમાં કાળા ગૃહની માફક અકળાઇ શું કરવા મરે છે? એને કેદખાનું કહીએ તો હાનિ શું છે? દેવ પણ કર્મના દંડ ભોગવે છે. તો બિચારા મનુષ્ય ભોગવે એમાં શી નવાઇ! પનોતી એનો અર્થ કર્મની શિક્ષા થાય છે. નહિકે માટીનું પુતળું.

## વર્ણ કર્માનુસાર છે.

પુરાણીજી—બ્રાહ્મણ ગમે તેવો હશે તો પણ શ્રેષ્ઠજ છે. પુરાણોમાં લખ્યું છે કે, બ્રાહ્મણ ગમે તેવાં કર્મ કરવા છતાં મૂર્ત રૂપ છે. શુદ્ર બ્રાહ્મણ નહિ, બ્રાહ્મણ શુદ્ર નહિ.

બ્રાહ્મણ તે બ્રાહ્મણ અને શુદ્ર તે શુદ્ર માટે ગમે તેવાં કર્મ કરતા છતાં બ્રાહ્મણ પૂજ્ય છે.

કાયમપંથી—તે વાત તમારી ખોટી છે. તમે કહો છો તેવાજ કર્મ જો બ્રાહ્મણ કરતો હોય અને કરવા ઇચ્છતો હોય તો નિશ્ચય છે, કે તે પકકો શુદ્ર છે. અમો યોની અનુસાર બ્રાહ્મણ માનતા નથી, પરંતુ કર્માનુસાર માનીએ છીએ.

પુરાણીજી—જ્યારે તમે ગુણ કર્મ અને સ્વભાવાનુસાર વર્ણવ્યવસ્થા માનો છો, તો માતપિતા ભિન્ન વર્ણના હોય, અને પુત્રના ગુણ કર્મ બ્રાહ્મણને મળતાં આવતાં હોય તો શું બ્રાહ્મણ થઇ શકશે કે?

કાયમપંથી—હા; ઘણાએ થઇ ગયા; થાય છે, અને થશે. છાંદોગ્ય ઉપનિષદમાં લખ્યું છે, કે જાબાલ ઋષિ અજ્ઞાન કુળના હતા તોપણ બ્રાહ્મણ કહેવાયા. તેમજ મહાભારતમાં પણ કહેલું છે. વિશ્વામિત્ર ક્ષત્રી વર્ણના હતા, તોપણ બ્રાહ્મણ થયા. તેમજ માનંગ ઋષિ ચંડાળ કુળમાંથી બ્રાહ્મણ થયા. માછીની જાતમાં ઉત્પન્ન થએલા વ્યાસ તે પણ બ્રાહ્મણ કહેવાયા. નારદ દાશી પુત્ર હતા. છતાં બ્રાહ્મણ કહેવાયા. વસિષ્ઠ વેશ્યા પુત્ર હતા છતાં બ્રાહ્મણ કહેવાયા, વાલ્મિક ભીલ હતા તોપણ બ્રાહ્મણ કહેવાયા. વળી બ્રહ્મા જેને તમો પિતામહ કહોછો તે

આદિનારાયણની નાભિ કમળમાંથી ઉત્પન્ન થયા છે, તો પણ બ્રાહ્મણ કહેવાયા. ભાગવતના પાંચમા સ્કન્ધના ૪ થા અધ્યાયમાં ૮ મા શ્લોકમાં ઋષભદેવના પુત્રોનાં વર્ણન કરતાં લખે છે, કે એકયાસી પુત્રો બ્રાહ્મણ થયા આવી અનેક નીચ વર્ણમાંથી ઉંચ વર્ણમાં ગયા છે. તો પછી પુરાણીઓ બતાવે કે કહેલા ૮૧ રાજપુત્રો બ્રાહ્મણ કેવી રીતે થયા. કર્મથી કે જન્મથી ! માટે કર્માનુસાર વર્ણ વ્યવસ્થા માનવી એ ઘણું સારૂં છે. અરે વધારે શું કહું, તમોએ માનેલા કૃષ્ણ ને ઈશ્વર તે આહીર (ભરવાડ) ના કુળમાં ઉત્પન્ન થએલા છતાં તમો ભરવાડ રૂપ નહિ માનતાં કુલ બ્રાહ્મણના વડા દાદા માનો છો. જે વખતે કૃષ્ણ વિદ્યમાન હતા તે વખતે તમારો તેના પર વિશ્વાસાન હતો પણઃ—

'પ્રગટ રામ અરૂ કૃષ્ન હુતે જબ છોટન લેવત કેતે'

પરોક્ષ ભયે તવ મૂર્ખ મુર્તિકી પ્રેત પ્રસાદી લેતે.

આ પ્રમાણે તમે કરો છો. અત્યારે રણછોડજીના દેહારામાં ચોકખા આરસ પહાણની મૂર્તિ સલાટો પાસે ઘડાવીને ચોટાંઠી દીધી. ૫૬ ભોગ ધરાવાના શરૂ કર્યા. એ બધી લીલા કૃષ્ન પરોક્ષ હોવાથીજ છે પ્રત્યક્ષ જ્યારે હતા ત્યારે કૃષ્નને ઢોરો ચારવા જવું પડતું હતું. જંગલમાં સૂર્યના તાપમાં ઝાડે ઝાડે ફરવું પડતું, એથી ઘણી તરસ લાગતી

ત્યારે ઋષિઓના આશ્રમમાં પાણી પીવા જતા. તેમને પાણી નહિ પાતાં ઉલટું અપમાન કરી કાઢી મૂકતા.

स्वाध्यायेन जपैर्होमैस्त्रैविद्येनेज्यया सुतैः ।

महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः मनु० २२८ ।

(स्वाध्यायेन) પઠન પાઠનથી (जपैः) વિચાર કરવાથી તથા વિચાર કરાવવાથી અનેક પ્રકારના નાના મોટા યજ્ઞો કરાવવાથી સંપૂર્ણ વેદના શબ્દ, અર્થ અને સંબંધનું જ્ઞાન કરવાથી અને સ્વર સહિત ઉચ્ચારણ કરવાથી તથા કરાવવાથી (इज्यया) પૂર્ણમાસી પૂનેમને દિવસે યજ્ઞ કરવાથી તથા નિયમ પાળી (सुतैः) સારાં સંતાન પેદા કરવાથી (महायज्ञैश्च) બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ; પિતૃયજ્ઞ, વૈશ્ય દેવયજ્ઞ, અતિથિ યજ્ઞ (यज्ञैश्च) અગ્નિષ્ટોમ આદિ યજ્ઞો, વિદ્વાનોનો સંગ કરવાથી સત્ય બોલવાથી, પરોપકારાદિ ઉત્તમ કર્મ તથા શિલ્પ-વિદ્યા, આદિ ભણી દુષ્ટ આચારનો ત્યાગ કરી શ્રેષ્ઠ આચાર ગ્રહણ કરવાથી (इयम) આ (तनुः) શરીર (ब्राह्मी) બ્રાહ્મણનું (क्रियत) કરાય છે એ શ્લોક તમે શું નથી માનતા ?

પોપજી—માનીએ છીએ.

કાયમપંથી—તો શા માટે રજ અને વિર્યથી વર્ણ-વ્યવસ્થા માનો છો ?

પુરાણીજી—હું એકલો નથી માનતો પણ ઘણાજ લોકો

પરમપરાથી માનતાજ આવેલા છે. શું તમે પરમપરાનું ખંડન કરો છો ?

કાયમપંથી—નહિ, પરંતુ તમે પરંપરાને ઉલટી સમજી બેઠા છો, માટે એવી ખોટી પરંપરાનું ખંડન કરવું પડે છે.

પુરાણીજી—અમે પરંપરાને ઉલટી સમજ્યા અને તમે સુલટી સમજ્યા એમાં પ્રમાણ શું ?

કાયમપંથી—આજ પ્રમાણ છે કે તમો પાંચ સાત પેઢીથી ચાલતા વ્યવહારને સનાતન માની બેઠા છો. અને અમો સુક્ષ્મવેદ તથા સષ્ટિના આરંભથી ચાલતા વ્યવહારને સનાતન કહીએ છીએ. જુઓ જે પિતા શ્રેષ્ટ હોય છે તેનો પુત્ર દુષ્ટ, અને જેનો પુત્ર શ્રેષ્ટ હોય છે તેનો પિતા શ્રેષ્ટ હોય છે. અને કોઇ જગ્યાએ બંને દુષ્ટ અથવા શ્રેષ્ટ જોવામાં આવે છે. માટે બે ચાર પેઢીથી ચાલતા વ્યવહારને પરંપરા ( સનાતન ) મનાવવી એ ભૂલ છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે, કે સનાતનનો ખરો અર્થ તમે સમજતા નથી. માટે વર્ણવ્યવસ્થા ગુણ, કર્માનુસાર માનવી એજ વધારે સારૂં છે. નહિ કે યોનીઅનુસાર અને તેમ છતાં યોનીઅનુસાર માનતા હો તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર જે દ્વારે ઉત્પન્ન થાય છે તે દ્વાર ( યોની ) ચારે વર્ણની એક સરખી છે.

બ્રાહ્મણની જન્મયોની કંઈ સુવર્ણની નથી અને શુદ્રની જન્મયોની કંઇ પિત્તળની નથી, બનેની એક સરખી છે.

તો પછી ભિન્ન માનવાની જરૂર શી! મળમુત્રાદિકથી ભરેલી બંને યોનીઓ છે. તો પક્ષપાત કરવાની કાંઇ જરૂર? બ્રાહ્મણોજ શુદ્રોથી શ્રેષ્ઠ છે એમ તમારે માનવું અગર મનાવવું હોય તો તમારા અંગ, વસ્ત્રાદિક શરીર ઉપર જોઇએ તો શૂદ્રથી વધુ ચિન્હ જોવામાં આવશે કે કેમ? આર્યવર્ત્ત દેશમાં પોપજાલનો પસાર કરનારાઓએ પોતાનીજ ઝુંસરી પોતે ખેંચી છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને શુદ્ર એ બધાઓમાં કેવલ પરમાત્માનોજ અંશ છે. અંશ કોઇ નાના મોટા હોતા નથી, પરંતુ પોપ પક્ષપાતીઓએ બનાવેલાં પુરાણો ઉંચ, નીચ, નાના, મોટાં છે. નહિકે કુદરતની કર્માનુસાર વર્ણવ્યવસ્થા વળી બ્રાહ્મણ કોને કેહેવો એનું ભાન પુરાણીઓને નથી. પણ વજ્રસુચી ઉપનિષદ્ શું કહે છે? તે ઉપર જરા ધ્યાન આપો.

## વજ્રસુચી ઉપનિષદ.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણો છે. તેઓમાં બ્રાહ્મણ મુખ્ય છે. એવું જો શાસ્ત્રનું કહેવું હોય તો ત્યાં બ્રાહ્મણ કોણ છે, તે બતાવશો? શું જીવ બ્રાહ્મણ છે? વા દેહ બ્રાહ્મણ છે? વા જાતિ બ્રાહ્મણ છે? વા પરોક્ષજ્ઞાન બ્રાહ્મણ છે? વા કર્મ બ્રાહ્મણ છે? વા ધાર્મિક હોય તે બ્રાહ્મણ છે? તેમાં જીવ બ્રાહ્મણ નથી. કેમકે ભૂત, ભવિષ્યનો અનેક શરીરોમાં તથા સર્વ શરીરોમાં તે એક રૂપ

છે. દેહ પણ બ્રાહ્મણ નથી. કારણ કે સર્વ પ્રાણીઓનાં શરીરો પાંચ ભુતનાં બનેલાં છે. તેઓમાં જરા, મરણાદિ ધર્મોનું સમાનપણું દેખાય છે; તથા ધોળા શરીરવાળો બ્રાહ્મણ, રાતા શરીરવાળો ક્ષત્રિય, પીળા શરીરવાળો વૈશ્ય અને કાળા શરીરવાળો શુદ્ર એવો નિયમ નથી. વળી શરીર બ્રાહ્મણ હોયતે પિતા આદિના શરીરના દહનમાં બ્રહ્મહત્યાદી દોષનો સંભવ થાય છે પણ તેમ થતું નથી. જાતિ પણ બ્રાહ્મણ નથી. કેમકે અન્યજાતિમાં ઉપજેલા ઘણા મહર્ષિઓ છે. જેમ વ્યાસ, ખારવાની કન્યામાં ને વસિષ્ઠજી ઉર્વષિમાં ઉપજ્યા હતા; પરોક્ષ જ્ઞાન બ્રાહ્મણ નથી. કારણ કે ક્ષત્રિયાદિમાં પણ પરોક્ષ જ્ઞાન હોય છે કર્મ બ્રાહ્મણ નથી. કેમકે સર્વ પ્રાણીઓમાં પ્રારબ્ધ આદિ કર્મ હોય છે.

વળી જે ધાર્મિક હોય તેજ બ્રાહ્મણ હોય એમ પણ કહી શકાય નહિ. કારણ કે ક્ષત્રિયાદિ પણ ધાર્મિક હોય છે. એવી રીતે બ્રાહ્મણ કોણ છે, અને બ્રાહ્મણ કોને કહેવો એ સિદ્ધ થયું નહિ. જાતિ અભિમાનથી રહિત છ ઉર્મી અને છ સ્વભાવ વિકારથી રહિત અર્થાત કર્માનુસાર કૈવલાનંદ અપરોક્ષાનુભવે છે. તથા જે કામ રાગાદિ દોષથી રહિત, શમદમાદિ સંપન્ન તથા માત્સર્ય, તૃષ્ણા, આશા, મોહ, દંભને અહંકારથી રહિત છે તેજ બ્રાહ્મણ છે. નહિ કે બ્રાહ્મણ યોનીમાં જન્મ્યો હોય તેજ બ્રાહ્મણ એ શ્રુતિ, સ્મૃતિનો અભિપ્રાય છે.

પુરાણીજી—અમારા શિવ તો ઇશ્વર છે ને ? કેમકે બધું જગત તેમનું ભજન કરે છે. ॐ शिवाय नमः એ મંત્રના પ્રતાપથી મુકિત મેળવે છે.

આચમપંથી—ના, શીવ, ઇશ્વર કદીપણુ થઇ શકતા નથી. જો તે ઇશ્વિર હોય તો શમશાનાદિ સ્થળમાં તપ કોનું કરે છે. ઇશ્વરવાચી શબ્દ સર્વજ્ઞતાને સુચવે છે. તો પછી એટલું તેમને માલમ ન હતું, કે ભસ્માસુરને કંકણુ આપવાથાં મારા પર આપત્તિ આવશે.

વળી સર્વજ્ઞ હોયતો ગણુપતિને શા માટે મારી નાંખે ? તે જાણુતા ન હતા કે આ પુત્ર મારા છે. ગણેશનું માથું કાપી નાખ્યું. એથી તેમને ઘણું દુખ થયું. આખરે સજીવન કરવા ઘણા ફાંફાં માર્યાં પણ કાંય ઉપાય ન બનતાં ગણેશ જીવતો થયો નહિ. ત્યારે અનુચર પાસે હાર્થીનું માથું મંગાવી, ગણેશના ધડ ઉપર ચોંટાડયું. આ વાત અસંભવિત છે, તોપણુ પુરાણીજી જરાપણુ ખ્યાલ કરતા નથી. કે દેવતા ધડ ઉપર મૃતલોકના હાથીનું માથું કેમ કરીને ચોટયું. ઠીક, મહાદેવ કયા સ્થળમાં રહે છે હાથીનું માથું ક્યાંથી મંગાવ્યું. જો કહોકે શિવ કૈલાસમાં રહે છે તો સિંહલદ્વી-પમાંથી હાથીને લઇ જતાં વચમાં કેટલા દિવસો થયા હશે ? મૃત્યુ મનુષ્ય બે ત્રણ દિવસ રહેવાથી ગંધાઇ ઉઠે છે તો પછી ગણેશ ગંધાઇ કેમ ન ઉઠયા આવી અસંભવીત

ભવિષ્યમાં શું થશે તે મહાદેવ જાણુતા ન હતા તે આ ઉપરથી જણાઇ આવે છે. અરે વધુ શું કહીએ. શમશાનમાં મહાદેવ તપ કરતા હતા તે વખતે પાર્વતિ ભીલડીનું સ્વરૂપ ધારણ કરી મહાદેવને છળવા ગઈ હતી, તેના મહા સૌંદર્ય પ્રકાશથી મહાદેવ ફસાઇ ગયા એજ તમારા ઇશ્વર કે? તેમણે એટલું ન જાણ્યું કે આ પાર્વતિ છે. ઠીક તમારો ઈશ્વર કામી વધુ છે, એમ જણાઇ આવે છે, શિવ પુરાણમાં પોપજીએ એટલાતો ગાથા લખ્યા છે કે જ્યાં પાણી કહેતા કાદવ પણ ન મળે શું વધુ જણાવું. વધુ વાકેફ થવું હોયકે પોપ લોકોને લીલા કેવી રચતાં આવડે છે, તે શીવ પુરાણુ જોવાથી માલુમ પડી આવશે.

પુરાણીજી—શ્રી રામચંદ્રજી તો પરમાત્મા છે ને કારણકે તેમનું એકે ચારિત્ર્ય ખરાબ નથી. ઇશ્વરત્વના જે ગુણો જોઇએ તે બધા તેમનામાં હતા. અને રાજાથી તે રંક સુધીના લોકો હાલમાં ચાલતાં તેમનુંજ નામ લે છે.

કાયમપંથી—ભાઇ, જેવા ભુતનાથ તેવાજ પ્રેતનાથ, દેહધારી મનુષ્યને ઇશ્વર કહેવા એ તમારી ભુલ છે. પોતે ઈશ્વર હોય તો રાવણુ જેવા એક કીડાને પોતાની સ્વયંશક્તિથી મારવાને શકિતમાન ન હતા જેથી યુદ્ધ કરી કરોડો જીવોનો ઘાણુ કઢાવ્યો. સીતાનું હરણુ થયું તે જાણુતા ન હતા. તે ઝાડ, પહાડ પશુ, પક્ષી વિગેરેને પૂછતા કે

સીતાની ખબર તમે જાણો છો. સીતાની અંદર તલ્લીન થઇ જવાથી એટલું એમને માલમ ન પડયું કે હું તે માણસને પૂછું છું કે પશુ પક્ષીને ઈશ્વર હોતતો આવડી મોટી ભુલ કેમ હોય? લક્ષ્મણ, ઇંદ્રજીતની શાંગથી મુર્છિત થએલો તે તેમનથી કેમ જીવતો ન બન્યો.?

અસંભવમ્ હેમમૃગસ્ય જન્મ તથાપિ રામે લુલુભે મૃગ ઈ,,

મતલબકે સોનાનો મૃગ સાંભળ્યો અને સાંભળીશું નહિ, તોપણ રામચંદ્ર સીતાના કહેવા ઉપર વિશ્વાસ રાખી મૃગને મારવા ગયા ત્યાર પછી ઘણું વિપરીત થયું જો ઇશ્વર હોત તો આવા વિપરિત કામ કરત નહિ. લવ કુશની સાથે મોટું યુદ્ધ થયું તે શું? તે ન જાણતા હતા કે આ પુત્ર મારા છે. વધુ શું કહીએ. ઈશ્વર સૃષ્ટિના નિયમ પ્રમાણે જેવાં સુખ દુખ જીવ ભોગવે છે. તેવાંજ તેમણે ભોગવેલાં છે. તેમને ઈશ્વર ન કહેતાં દુનીઆના જીવો કરતાં કાંઇક દરજ્જે સારા હતા એમ જો તમારૂં માનવું હોય તો ઠીક છે.

## પુરાણીઓની પોપલીલા.

જ્યારે આર્યવર્ત દેશમાં પુરાણીઓએ ભૂતપ્રેમ ડાકણ સાકણ દેવ દર્શન મારણ મોહ વશીકરણ તીર્થયાત્રા જ્યારથી આજ ગતનના જીવોને સમજાવી મોટા ભય બતાવી જીવોને

ભયભીત કર્યા છે. ત્યારથી કદીપણ નિવૃત થઇ બેસવા ન દેતાં બિચારાઓને રખડાવી માર્યા છે. પુરાણો બનાવનારે જરા પણ દયા વાપરી હોય તેમ પણ જણાતું નથી. પોતાના સ્વાર્થ માટે આ જીવોને એ વાતો પકડી પાસ બંધનમાં નાખ્યા છે. તે કદી પણ નીકળી શકે તેમ નથી, શું એ દયા કહેવાય. શું. એમણે નિર્દય કાર્ય નથી કર્યા ? નીચે જરા ધ્યાન આપી વાંચશો એટલે માલુમ પડશે. જ્યારે પિતાનો દેહાન્ત થાય ત્યારે ત્હેમનું મૃતક શરીર તે પ્રેત છે. ત્હેનો અગ્નિદાહ કરનાર પુત્ર પ્રતહાર અર્થાત્ શબને ઉઠાવવા વાળો તથા અન્ય ડાઘુઓ (પ્રેતહારો) દશમે દિવસે શુદ્ધ થાય છે. જ્યારથી તે શરીર–શબ ભસ્મ થઇ ચુકયું ત્યારથી તે ભુત. તે અમુક પૂરૂષ હતો એમ કહેવાય છે. ઉત્પન્ન થએલા તમામ મનુષ્યો જે હાલમાં જીવિત નથી, તે સર્વનાં નામ ભુત છે, એવો બ્રહ્માથી માંડીને આજ પર્યંતના તમામ વિદ્વાનોનો મત છે; પરંતુ જેમને શંકા, કુસંગ તથા કુસંસ્કાર પ્રાપ્ત છે, ત્હેમને ભય તથા શંકા રૂપી ભૂત, પ્રેત, ડાકણ, શાકણ આદિ અનેક દુઃખદાયક ભ્રમજાળ લાગુ પડે છે. જુઓને જ્યારે કોઇ પણ પ્રાણી મૃત્યુ પામે છે, ત્યારે ત્હેનો જીવ પાપ પુણ્યને વશ થઇને પરમેશ્વરની વ્યવસ્થા પ્રમાણે, સુખ દુઃખાદિ ભોગવવા માટે અન્ય જન્મ ધારણ કરે છે; શું પરમાત્માની ઉકત

વ્યવસ્થાનો કોઈ ભંગ કરી શકે એમ છે? આજ્ઞાની લોક વૈદ્યક શાસ્ત્ર અથવા પદાર્થ વિદ્યાને જાણ્યા સાંભળ્યા કે વિચાર્યા વિના, સન્નિપાત જ્વરાદિ સારીરિક તથા ઉન્માદક માનસિક રોગોને ભૂત પ્રેતનું નામ આપે છે! તેઓ એવા રોગીઓને, યોગ્ય ઔષધ તથા પથ્ય (કરી) આદિનું સેવન કરાવવાને બદલે, ધુર્ત્ત, પાંખડી, મહામુર્ખ, અનાચારી, સ્વાર્થી, ભંગી, ચમાર, શૂદ્ર, મ્લેચ્છાદિ પર વિશ્વાસ રાખી, અનેક પ્રકારનાં ઢોંગ, છળ, કપટ, ઉચ્છિષ્ટ ભોજન, દોરા, ધાગા વિગેરે મિથ્યા મંત્ર તંત્ર બાંધે બંધાવે છે; અને એવી રીતે, તેઓ પોતાના ધનનો નાશ સન્તાનાદિની દુર્દશા, અને રોગોની વૃદ્ધિ કરી નાહક દુઃખ પ્રાપ્તલ કરે છે.

"જ્યારે "આંખના અંધા અને ગાંઠના પુરા" ઉકત દુર્બુદ્ધિ સ્વાર્થી પાપીઓની પાસે જઇને કોઈ પુછે છે કે, મહારાજ! આ છોકરા છોકરી, સ્ત્રી કે પૂરૂષને કોણ જાણે શું યે થઈ ગયું છે! ત્યારે તે જણાવે છે કે, "એના શરીરમાં ભયંકર ભૂત, પ્રેત, ભૈરવ, શીતલાદિ દેવી પેસી ગએલ છે, જ્યાં સુધી ત્હમને ત્હેમનો ઉપાય નહિ કરો ત્યાં સુધી તે છુટશે નહિ અને કદાચ પ્રાણ પણ લેશે. જો ત્હમે મલીદો અથવા આટલો ભેટ કરશો તો અમે તેને મન્ત્ર જપ, પુરશ્ચરણથી ઝાડીને તેને કાઢી મૂકીશું." આવું

સાંભળીને તે આંધળા (બુદ્ધિ સૂન્ય) મનુષ્યો તથા ત્હેમના સંબંધિઓ કહે છે કે "મહારાજ! ભલે અમારૂં સર્વસ્વ જાય પરંતુ આપ એને સારૂં કરીદો" આવું કહ્યું કે એમનું ગાડું ચાલ્યું તુરતજ એ ધુર્ત લોકો કહે છે કે "ઠીક ત્યારે આટલી સામગ્રી, આટલી દક્ષિણા, દેવતાની ભોલાવો, અને અમુક ગ્રહોનું દાન કરાવો." પશ્ચાત આ લોકો ઝાંઝ, મૃદંગ, ઢોલ, થાળી આદિ લઇને નાચતાં કૂદતાં કહે છે કે, "હું એનો પ્રાણ લઇશ." આ સાંભળતાં એ અજ્ઞાન લોકો, તે ભંગી ચમાર આદિ નીચ મનુષ્યોના પગમાં પડીને કહે છે કે "આપ જોઇએ તે લઇને પણ એને બચાવશો," એ વખતે પાખંડી જણાવે છે કે "હું હનુમાન છું. પાકી મીઠાઈ, તેલ, સીંદુર સવા મણના રોટલા અને લાલ લંગોટ લાવે." "હું દેવી અથવા ભેરવ છું (મ્હારે માટે) પાંચ બાટલી દારૂની, વીશ મરઘી, પાંચ બકરા, મીઠાઈ તથા વસ્ત્ર લાવો." જ્યારે પેલા લોકો કહે છે કે જે જોઇએ તે લ્યો" ત્યારે તો તે દુષ્ટો ખુબ નાચવા કૂદવા માંડે છે પરંતુ જો કોઇ બુદ્ધિમાન એવાઓને, પાંચ જોડા, દંડા, તમાચા કે લાતો ખેંચી કાઢે તો તુરતજ ત્હેના હનુમાન, દેવી કે ભેરવ, રાજી ખુશીથી ત્યાંથી પલાયન કરી જાય છે, કારણકે કેવળ ધનાદિ લેવા માટે એ લોકોએ આ ઢોંગ માંડેલો હોય છે. વળી જ્યારે એ લોકો કોઇ

ગ્રહ ગ્રહસ્ત ગ્રહરૂપ ઢોંગી જોશી પાસે જઇને પૂછે છે કે "મહારાજ એનું શું થયું છે?" ત્યારે જોશી મહારાજ જવાબ આપે છે કે "એને સૂર્યાદિ દુર ગ્રહ નડે છે. જો ત્હમે પાઠ પૂજા દાનાદિથી એની શાન્તિ કરાવો તો એને આરામ થઈ જશે, નહિ તો બહુ દુઃખ પામી આખરે મરી જાય તો ત્હેમાં કંઇ નવાઇ નથી." આનો એ ઉત્તર આપવામાં આવે છે કે, કહો જોશી મહારાજ ! આ પૃથ્વિની માફક જ્યારે સુર્યાદિ લોક પણ જડ છે, અને તે તડકો તથા પ્રકાશ આપવા શિવાય બીજું કંઇ કરી શકતા નથી, તો પછી તે શું ચેતન છે કે, તેઓ ગુસ્સે થઇને કોઇને દુઃખ આપે અથવા શાન્ત થવાથી સુખી કરી શકે? આવું કહેતાં જોશી મહારાજ એવો પ્રશ્ન કરે છે "ત્યારે આ સંસારમાં રાજા પ્રજા સુખી દુઃખી થાય છે તે ગ્રહોનું ફળ નથી?" જવાબ એ છે કે "નહિ, એ સર્વ પાપ પુન્યોનું ફળ છે;" ફરી જોશી મહારાજા પૂછે છે કે, "ત્યારે શું જોતિષ શાસ્ત્ર જૂઠું છે?"

ઉત્તર—નહિ, એમાં જે અંક, બીજ, રેખાગણિતાદિ વિદ્યાઓ છે તે સર્વ ખરી છે, પણ જે ફળની લીલા બતાવવામાં આવે છે તે સર્વ જૂઠી છે.

પ્રશ્ન—ત્યારે શું જન્મ પત્ર પણ નિષ્ફળ છે?

ઉત્તર—હા. એને જન્મ પત્ર કહેવા કરતાં શોક પત્ર કહેવું એ વધારે બંધ બેસતું છે, કારણકે જ્યારે બાળકનો જન્મ થાય છે, ત્યારે ત્હેના માતા પિતાને આનંદ થાય છે, પરન્તુ તે આનંદ, જન્મફળ બનાવી ગ્રહોનું ફળ સાંભળતાં સુધીજ રહે છે. જ્યારે પુરોહિતને જન્મ પત્ર બનાવવાનું કેહવામાં આવે છે ત્યારે બાળકના માબાપ કહે છે કે મહારાજ ઘણુંજ સરસ જન્મ પત્ર બનાવજો (યજમાન) ધનિક હોય તો પુરોહિતજી લાલ પીળી રેખાઓથી ચિત્ર વિચિત્ર જન્મ પત્ર બનાવે છે, અને જો નિર્ધન હોય તો સાધારણ જન્મ પત્રી બનાવીને તેઓ બાળકનાં માતા પિતાને સંભળાવવા આવે છે. માબાપ જોશી મહારાજની સ્હામે આવીને બેસે છે, અને પૂછે છે કે "આનું જન્મ પત્ર સારૂં છે ને!" જોશી મહારાજ કહે છે કે, "જે છે તે (હમણા) સંભળાવું છું. બાળકના જન્મ ગ્રહ ઘણા સારા છે, મિત્રગ્રહ પણ બહુજ ઉત્તમ છે, જેનું ફળ એ છે કે, તે ધનાઢ્ય તથા પ્રતિષ્ઠાવાન નિવડી, જે રાજ સભામાં પ્રવેશ કરશે, ત્યાં ત્હેનું તેજ પડશે; વળી તે શરીરે અયોગ્ય અને રાજ્યાદિનું માન મેળવશે." આવી વાતો સાંભળીને બાળકના પિતાદિ કહે છે કે, "વાહવાહ જોશી મહારાજ કંઈ આપણું બરોબર વળવાનું નથી એમ સમજીને જોશી મહારાજ જણાવે છે કે, "ગ્રહ તો બહુજ

ઉત્તમ છે, પરન્તુ આગ્રહ ક્રુર છે, અર્થાત અમુક અમુક ગ્રહના યોગથી આ વર્ષમાં બાળકનો મૃત્યુ યોગ છે." આ સાંભળીને માતા પિતાદિ પુત્ર જન્મનો આનંદ છે ને શોક સાગરમાં ડુબી જાય છે; તે જોશી મહારાજને પૂછે છે કે, 'મહારાજ! હવે અમારે શું કરવું ?" ત્યારે જોશી મહારાજ કહે છે કે "ઉપાય કરો.' ગ્રહસ્થ પૂછે છે કે "શું ઉપાય કરીએ ?" જ્યોતિષીજી પછી સલાહ આપે છે કે "આમ દાન કરો, ગ્રહનો મંન્ત્રનો જપ કરાવો તથા નિત્ય બ્રાહ્મણોને ભોજન કરાવો, અનુમાન છે કે નવે ગ્રહોનાં વિઘ્ન ટળી જશે." અમાન શબ્દ એટલા માટે બોલે છે કે, જો મરી જાય તો એમ કહે છે કે અમે શું કરીએ? પરમેશ્વરની આગળ કોઇનો ઇલાજ નથી, અમે તો ઘણાએ યત્ન કર્યા અને ત્હમે કરાવ્યા, એનાં કર્મ જ એવાં હશે. જો બચી જાય તો કહેશે કે, જુઓ અમારા મંત્ર દેવતા તથા બ્રાહ્મણોની કેવી શક્તિ છે? જેણે ત્હમારા પુત્રને બચાવી દીધો! અહીંઆ એટલું જ જણાવી દેવું જોઇએ કે જો આવા લોકોના જપ પાઠથી કંઈ લાભ ન થાય તો ધુર્તોને આપ્યા હોય તેનાથી બમણા ત્રમણા રૂપૈઆ પાછા લઇ લેવા જોઇએ. અને બચી જાય તો પણ લેઇ લેવા જોઇએ, કારણ કે જોશી મહારાજના કહેવા પ્રમાણે "મનુષ્યનાં કર્મ તથા પરમેશ્વરના નિયમોને તોડવાનું કોઈનું

સામર્થ્ય નથી," તો તે મુજબ ઉક્ત ગ્રહસ્થે પણ કહેવું જોઇએ કે, "એ બાળક પોતાના કર્મ તથા પરમેશ્વરના નિયમાનુસાર બચ્ચો છે, ત્હમારા પ્રયત્નથી નહિ." ગુરૂ આદિ પુણ્યદાન કરાવીને જે કંઇ લઇ જાય છે, ત્હેમને પણ જોશીને જે ઉત્તર ઉપર આપ્યો તેજ ઉત્તર આપવો જોઇએ; શીતળા તથા મંત્ર તન્ત્રાદિની બાબત રહી ગઈ; તેમાં પણ એવોજ ઢોંગ મચાવવામાં આવે છે. કેટલાક કહે છે કે જો અમે મંત્ર ભણીને દોરા અથવા યંત્ર બનાવી આપશું તો અમારા દેવતા અથવા પીર એ જંતર મંતરના પ્રતાપથી એને કંઈ પણ વિઘ્ન થવા દેશે નહિ. એવાને પણ એજ ઉત્તર આપવો જોઇએ કે શું ત્હમે પરમેશ્વરના નિયમ તથા કર્મ ફળથી પણ કોઇને બચાવી શકો છો? ત્હમે જેની ઉપર આવા પ્રયોગો કરેલા એવા ઘણાએ છોકરા મરી ગયા છે, અને ત્હમારા પોતાનાં ઘરમાં પણ કંઇ મરી જાય છે ત્હમે પોતે પણ શું મરણથી બચી શકશો? જવાબ કંઇ મળતો નથી અને એ ધૂર્તો જાણી જાય છે કે અહીં અમારી 'દાઢ ગળે' એમ નથી. આથી એવા સર્વ મિથ્યા વ્યવહારોને છોડીને ધાર્મિક, દેશોપકારક, નિષ્કપટથી સર્વને વિદ્યાદાન આપનારા, ઉત્તમ વિદ્વાનો જેમ જગતનો ઉપકાર કરે છે, તેમ ત્હેમનો પ્રત્યુપકાર વાળવો. અને રસાયણ, મારણ, મોહન, ઉચ્ચાટન, વશીકરણ આદિ જે જે લીલા કરવાનું

કહેવામાં આવે છે તેને પણ મહા પામર સમજી લેઇ તેનો ત્યાગ કરવો જોઇએ. આપણુ અહાવી જાળમાં હવે કયાં સુધિ ફસાઈ રહીશું. આપણુ કાયમસમાજી ચુસ્ત બની એ લીલાને એવી તો દુર કરવી જોઇએ કે જેવી તિલાંજલી;

## શિતળાદેવી નિરૂપણ.

પુરાણીજી—શિતળાદેવી તો સાચી છેને. કારણકે જે વખતે જેને ઘેર શિતળા નીકળે છે, તેને ઘેર ગમે તેવો માણસ આવ્યો હોય તો પણુ તેને આદર સત્કાર માનપૂર્વક બોલાવતો નથી, તેમ છતાં જો બોલાવે તો, તેને ઘણું કષ્ટ થઈ મરણુ પામે છે, એ શું તમે નથી માનતા ?

કાયમપંથીઃ—શું ધૂળ માને, માનવા જેવું હોય તે માને. શિતળા એ એક પ્રકારનો રોગ છે. દવા વિગેરે આપણુ જો કરીએ તો જરૂર સારૂં થઇ જાય છે. પણુ પુરાણીજીએ પહેલેથીજ ભયો ઘાલી દીધા, જેથી અંધ શ્રધાળુ અમારા ભાઇઓ બીહતા ફરે છે. શું બબ્રુવાહન પહેલાં લોકને શિતળા નહિ નીકળતા હતા, ? અને બભ્રુવાહન શું ભૂત થયો હતો તે લોકોના શરીરમાં પેસીને ફુટી નીકળે છે. એ શું માનવા યોગ્ય છે ? કૌરવ પાન્ડવોના યુદ્ધની શરૂઆતમાં બબરૂવાહનનું માથું કપાઈ ગયું તેનો પ્રાણુ આત્મા ગધેડામાં પેસી ગયો પછી ઘણું યુદ્ધ થયું. શેષ રહી ગયલાં માથાએ ઘણાંકનાં માથાં ફોડી નાંખ્યા, એ શું

માનવા જેવું છે! જો તેમ હોય તો હમોને એક દાખલો બતાવશો કે અમુક માણસનું માથું કાપી નાંખવાથી કોઇના મોઢામાંથી પેટમાં ઉતરી પડયો, માથું કાપી જમીનપર નાંખેલું પૂનઃ પાછું સજીવન થઇ દોડાદોડ કરી મૂકે.

શૌવ્યપંથીઃ—શું આ વાત બીલકુલ જુઠી છે, અને જો તેમ હોય તો લોકો શું કરવા માને?

કાયમપંથીઃ—જુઠી થવાને શું શંકા છે? લોકો તે રોગનો ખરો આશય નહિ સમજવાથી તેને માને છે. ખરૂં પૂછો તો તેના અર્થ આ પ્રમાણે છે. નાના બાળથી તે મોટા માણસો સુધી તેમના શરીરમાં ત્રણ પ્રકારની ફણગલી નામનો રોગ ઉત્પન્ન થાય છે. એક ઝીણી બીજી મધ્યમ ત્રીજી વિશેષ, તેનેજ કેટલાક લોકો શિતળા કહે છે. તે રોગ ઉત્પન્ન થવાનું કારણ નીચે મુજબ છે તે જુઓ. જ્યારે સ્ત્રી પુરૂષનાં સંયોગે કરી બિંદુથી બાળકનું શરીર બંધાય છે, તે વખતે સ્ત્રી પુરૂષનાં બિંદુની સાથે કાચા પાણીનો વિભાગ મિશ્રણ થઇને આવે છે, તેમાં પૃથ્વી, જળ, અગ્નિ વાયુ, અને આકાશ એ પંચ તત્વના બિંદુનું બાળકનો દેહ બંધાય છે તે વખતે પુરૂષનાં કાચા જળનો વિભાગ ખેંચાઇ આવી બાળકની નાડીઓને વિષે ભરાઇ જાય છે તેમાં સ્ત્રીના બિંદુનું વીર્ય સ્ખલીત થતાં બાળકનાં માંસ ભાગ એટલે ત્વચાની સાથે ભરાઇ રહે છે. તે જ્યારે તેની

ત્વચા માંસ અને નાડી કઠીનતાને જેમ જેમ પકડતી જાય છે, તેમ તેમ બાળની નાડીમાં રહેલું કાચું પાણી એકદમ શરીર ઉપર પુટી નીકળે છે. તે બાળક મોટું હોય અગર નાનું હોય તોપણ એક સાથે નીકળી આવે છે. તેનું કારણ વૈશટને વિષે ઓગણુ પચાસ વાયુ અહો રાત્રિ ગમન કરે છે. તેમાં (**શીત અગ્નિ બળ**) નામનો વાયુ છે તે જેટલા સ્થળ જેટલા દેશમાં જેટલી જગોમાં તે બાળક અને મનુષ્યોને તે પવનનો સ્પર્શ થવાથી માંસ માટીમાં રહેલું કાચું પાણી તે માંસનાડી કઠીનતાને પામેલી હોવાથી એકદમ ફુટી નીકળે છે. તેમાં વિશેષ ફણગ્લી નામનો રોગ પિતાનાં બિંદુની સાથે કાચું પાણી આવેલું હતું તેનો છે. અને મધ્યમ ફણગલી નામનો રોગ માતાની બિંદુની સાથે કાચું પાણી આવેલું હોવાથી થાય છે. એ બે પ્રકારની ફણગ્લી નામનો રોગ માતપિતાની કસુર હોવાથી થાય છે. જો માબાપ વિદ્વાન અને નિયમાનુંસાર વર્ત્તનાર હોય તો આ રોગ ઉત્પન્ન થવાનો સંભવ ન હતો. વળી નાની ફણગ્લી નામનો રોગ માબાપનાં બંન્નેનાં કાચા પાણીનું મિશ્રણ એક સાથે ભેગું થઈ ત્વચાને વિષે એકઠું થયેલું ફુટી નીકળે છે. આ ત્રણે રોગો (**શિત અગ્નિ બળ**) નામના વાયુનો સ્પર્શ થવાથીજ ફુટી નીકળે છે. તેમાં જેટલા માણસને તે પવનને સ્પર્સ થાય તેટલાઓનેજ

નીકળી આવે છે. આ રોગ જન્મના સંસ્કારોની સાથેજ તેનો સબંધ બંધાયેલો છે. તે જુદા જુદા નામોથી ઓળખય છે.

પુરાણી—આ પરથી એમ જણાય છે. કે જન્મ સંસ્કારનાજ રોગો છે. બણુવાહનથી નહિકે શું ?

કાયમપંથીઃ—હજુ તમોને જો એમ લાગતું હોય તો અમો તમોને એમ પૂછીશું કે બળરૂવાહન પહેલાં શિતળા હતા કે નહિ. જો ના કહો તો તમારૂં કથન ખોટું છે. જો હા કહો તો, તે પહેલાં રોગ હશે એમ સિધ્ધ થાય છે. માટે જન્મ સંસ્કારની સાથેજ આ રોગ બંધાયેલો છે. કેટલાકને જીવનથી મૂવા પર્યંત આ રોગ થતો નથી. તેનું કારણ મા બાપનાં બિંદુની સાથે કાચું પાણી નહિ આવવાથીજ.

પુરાણીઃ—અંબાજી, કાળીકા, વિગેરે દેવીઓ તો સાચી છેને ? કેમકે માતાનાં નામની બાધા ( માનતા ) ઓ રાખવાથી પુત્રો થાય છે, સુખ સંપત્તિ પણ મળે છે, તેની ઉપાસના કરવાથી દેવી પ્રસન્ન થઇ તેની કામના પુરી કરે છે.

કાયમપંથીઃ—नादृश्य शितलादेवी, तादृश्य वाहनम् खर ॥

જેવી શિતળાદેવી તેવુંજ તેનું બેસણું. પુરાણીજી, અંબાજી એ શબ્દ સાચો છે, પણ તમોએ પાષાણની મૂર્તિ બનાવી તેને અંબાજી માનતા હો તો ખોટું છે. કારણકે

સુખ દુઃખ કર્મને આધારે છે. તેજ પ્રમાણે જીવ આત્મા ભોગવે છે. પુત્ર સંપત્તિ પ્રાપ્ત થવું તેનો આધાર ભાવિ ( પ્રાલબ્ધ ) ઉપર છે. માતામાં એવી શક્તિ નથી કે વિના કર્મફળ આપી શકે ને જો તેમજ હોય તો કર્મ કરવાની કશી પણ જરૂર રહેતી નથી. પુંજારીઓએ પોતાની જીવિકા ચલાવવાને માટે ઢોંગ ચલાવ્યો છે. અંબાજીમાં મેં પ્રત્યક્ષ જોયું છે કે, ત્યાં જોઇએ તેટલી હત્યાચાર બને છે. બહારનાં આવેલા યજમાનોને જેમ ફાવે તેમ મૂડે છે. યજમાન બાધા છોડવવા જાય તે વખતે પોપજાળનો પસાર કરી બેઠેલા પુરાણી યજમાનને કહે કે માતાજીએ બહુ સારો પુત્ર આપ્યો બાધા મૂકાવવી હોય તો રૂપિયા બસો લઈ, આ વાકય સાંભળતાંજ ગભરાઈ જાય. પછી પ્રાર્થનાપૂર્વક દીન વચનો કહે ત્યારે પુરાણીજી કહે સો રૂપિયા જો તમારી પાસેથી ન લેઉં તો માતાજીનાં સોગન છે. એવી પ્રતિજ્ઞા કરેલી હોય, છતાં આખરે દશ બાર રૂપિયે ભયો કરે છે. તો આપણે આ વખતે એટલું વિચારવું જોઇએ કે, જો માતામાં શક્તિ હોય તો આ વખતે તે માતાએ તેનું બોચું પકડી તેના ગળા ઉપર ખડગ લઈ જરૂર ચઢી બેસવું જોઇએ. અરે વધુ શું કહું ! આ વગર એવા તો ત્યાં હત્યાચાર થાય છે કે તેનું વર્ણન યથાવિધિ કરવાને માટે કલમ પણ ચાલતી નથી. તો પછી વધુ શું કહું. વળી ત્યાં બદ દ્રષ્ટી

અને દુરાચારી માણસો ન રહેતાં હોય તો ત્યાંની સ્ત્રીઓ બધી સતિ થવી જોઇએ પણ કહો પુરાણીભાઇઓ, તેઓમાંની એકપણ બતલાવી શકશો. માતાને ખાવાને માટે બકરાં અને પાડા માગે છે, ત્યારે સિંહ અગર વાઘનો ભોગ કેમ માગતી નથી ? કાદવનો બનાવેલો વાઘ તેનીપર માતાની સ્વારી કરી વરઘોડો ફેરવે છે, તો પુરાણીજી સાચા વાઘની ઉપર સ્વારી કરીને કેમ ફેરવતા નથી. અંબાજીમાં ચોરી, વિગેરે કાંઈ થતું નથી એ વાત જુઠી છે. એ પોપ લોકોની ચતુરાઈ છે. તેઓ સમજે છે કે આપણા માટે દૂધપાક, માલપૂડા, લાડુ, વિગેરે મળે છે. જો ચોરી થશે તો આ મિષ્ટાન ઉડાવીએ છીએ તે બંધ થશે. એવા ઇરાદાથી એ લોકો માંહોમાહે સાચવ્યા કરે છે. ત્યાં તેલ નથી ખવાતું તે વાત ખોટી છે કારણકે ત્યાંના બદમાસો તેલ રાખતાજ નથી. રાખતા હોય તો ખાવાને કશોપણ બાધ નથી.

પૂજારીઓને યજમાનો જોઇએ તેટલું ઘી દૂધ આપે છે. તો પછી તેલ રાખવાની શી જરૂર છે. ઘીની સાથે મિષ્ટાન ઉડાવવાનું મૂકી તેલ કોણ ખાય એવું સમજીને રાખતા નથી. એવી રીતે બધી દેવીઓની લીલા છે.

## તુળસી વિષે.

પુરાણી કહેઃ—તુળસી તો સાચી છેને ? કેમકે તુળસી વગર ઠાકોર જમતા પણ નથી. લોકો ઘેર ઘેર પૂંજે છે.

બાર મહિને સાલીગ્રામની સાથે પરણાવે છે વિગેરે વિધી શું ખોટી છે ?

કાચમપંથીઃ—વૃંદાના શ્રાપથી સાલીગ્રામ અવતાર, પુરાણીજી તમો સાંભળો કોને પૂંજવાથી આધાર ! જો તમો તુળસીને સત્ય તરીકે માનતા હો તો વૃંદાના શ્રાપથી વિષ્નું સાલીગ્રામ બની ગયા, તો એમાં વિશેષ કોણ વૃંદાજ ખરી કે વિ`નું. વૃંદાના શ્રાપથી પથ્થર બનવું પડયું, આ બધી કથા પ્રમાદિ લોકોની છે. વળી ઘાસના પાંદડા વગર ભગવાન જમતા નથી એટલે શું ઇશ્વરને તમો બળદ્યો સમજો છો જેથી ઘાસ વગર જમતા નથી, અને જો તેમજ હોય તો બે ચાર ભારા કાપી લાવી તેમના મોં આગળ નાંખો. જાલંધર આખ્યાનમાં વિશ્નુએ એવાં તો કામ કર્યાં છે કે સંસારમાં વિષયરૂપ બની ગયેલો કીડો એવાં કામ કદી પણ કરી ન શકે. તો પછી જેને તમે પ્રભુજ કહો છો તેને આ પ્રમાણે કરવું શું યોગ્ય છે ? સંસારમાં અજ્ઞાની જીવો તેમના જેવું કરે તો, આશ્ચર્ય શું. વળી વૃંદાના શ્રાપ પહેલાં ભારત વર્ષમાં તુળસી ન હતી. જો ના કહો તો તમારી ભૂલ છે. કેમકે સૃષ્ટી કર્મથી વિરોધ કોઇથી પણ બની શકે તેમ નથી. જો હા કહો તો ત્યારે તો એ ઘાસ પહેલેથી છે એમ સિદ્ધ થયું. તો પછી બાર મહિના થયા કે લાલજીની સાથે પરણાવવું—તો વિષ્નું એક

સ્ત્રીની સાથે કેટલાક વખત પૂનરલગ્ન કરે છે. કરાવનાર આંધળા કે કરનાર આંધળા છે. પરમાત્મા બૈરાં રાખતા હશે કે જેમ રાજાને ત્યાં એક બે પુત્રો થવાથી રાજ્યગાદીને માટે ઘણી તકરાર થાય છે તેવી તેમને ત્યાં પણ થવી જોઇએ. તેમ જો હોય તો તે સાન્તરૂપ નથી પણ દુઃખ રૂપ છે. દુઃખ રૂપ ઉપાધી તમારા કૃષ્ણને પણ પડતી હશે. ભોગે રોગ ભયમ્ જ્યાં ભોગ છે ત્યાં રોગનો ભય છે. કૃષ્ન મહારાજ ઘણી સ્ત્રીઓની સાથે વિહાર ભોગવે છે તો તેને રોગ પણ થતો હોવો જોઇએ. તેમના ઉપાશક પુરાણીજીને અહિંથી પાર્સલ કરી એક સારો ડાકટર તરીકે ત્યાં મોકલી દેવો જોઇએ. કારણકે કૃષ્ન રોગોથી પીડિત થતા હશે. પ્રભુની સેવા કરવી તે ઉપાસકનો ધર્મ છે, તો પછી વિલંબ શા માટે કરવો.



શ્રી પરમગુરુવે નમઃ ।

## પૈસાવાળા મંદિર ધારીયો યાને

# પુજારીઓની પોલ.



પુજારીજી ? હાલના સુધરેલા માણસો તમારી મુર્તિ ઉપર હુમલા કરે છે તેનું કારણ શું છે ? તેનુ કારણ તમારા જેવા સ્વાર્થિ પુજારીઓ ઉત્પન્ન થવાથીજ છે. મંદીરોના માલીકોને ઘેર પાલખીઓ હોય છે. પણ તેઓના મંદિરમાં એક વિદ્યાર્થી હોય છે કે ! મંદિરોના માલીકોની બાઇડીઓનાં શરીર ઉપર પાંચ દશ હજાર રૂપિયાના દાગીના હોય છે, પણ મંદિરોના માલીક તરફથી કોઈ ગરીબ દરદીઓનાં ગુમડાં માટે મલમનું ચીંદું પણ મફત અપાય છે કે ? મંદિરોની જગ્યા સુવર્ણાદિકથી મઢીત લાખો રૂપીયાની કિંમતી હોય છે, પણ તેમાં કોઇ અજાણ્યા મુસાફર ને જરાવાર બેસીને વિસામો ખાવાની જગ્યા મળે છે કે ! મંદિરોના માલીકોના છોકરાંનાં લગ્નની ધામધુમ પાછળ હજારો રૂપિયા ખરચાય છે, પણ પોતાના ધર્મમાં લગતા જુનાં પુસ્તકોનો ફેલાવો કરવા માટે કોઇએ એક-પણ પાઇ ખરચી છે કે ? મંદિરોમાં ચાંદી સોનાના રમકડાંના ઢગલાઓ મળશે, પણ કોઈ પુજારી પાસેથી જમાનાને

અનુસરતાં વિદ્યા—હુન્નરનાં પુસ્તકો મળશે ખરાં કે ! જુદ જુદા ઉત્સાવો વખતે મોજ—શોખમાં અને ધામધુમમ હજારો રૂપિયા ખરચાશે, પણ પોતાનો ધર્મના ફેલાવવા માટે ધર્મના ઉપદેશકો રાખવા પાછળ કોઈએ એક દોઢીયુ ખરચ્યું છે કે ! મંદિરોમાં મુર્ખ પગારદાર માણસોનું એક ન્હાનું જેવું લશ્કર દેખાશે. પણ તેમાં કોઈ વિદ્વાનને આશ્રય મળશે કે ? મંદિરોમાં મ્હોટી મ્હોટી શેઠ શેઠાણીઓને આગળ આગળ જગ્યા મળે, પણ તેમની તરફથી કોઈ દુઃખીઓની ખબર લેવાય છે કે? મંદિરોમાં ઉંચા ઉચાં પલંગો મ્હોટી મ્હોટી હીંડોળ ખાટો સુંદર ગાલીચાઓ અને પોચા પોચા ગાદી તકીયાઓ જેટલા જોઇએ તેટલા મળી આવશે, પણ વિધવાઓએ તજી દીધેલા બાળકોને પાવા માટે બે ચમચા દુધની તેમની તરફથી મદદ મળશે ? કેશર, કસ્તુરી, અને અત્તર તથા ગુલાબજાના બાટલાઓ મંદિરોમાં જોઇએ તેટલા હશે, પણ ગરીબ વિદ્યાર્થીઓને ધર્મના પુસ્તકો આપવાની મહેરબાની તેઓ કરશે કે ? પુજારીઓએ સેંકડો રૂપિયા ખરચીને ગંગા-જમનાની ગાગરો મંગાવેલી-હશે, એતો રહ્યું પણ તરસ્યા ભીખારીને આપણાં મંદિરો-માંથી સાદા પાણીનો છાંટો પણ કાઢશે કે ? ઘણાએ લોકોના માલ પુજારીઓને પચી ગયા હશે પણ તેઓ કોઈ દીવસ અનાથોની સામુ જુવે છે કે ? અને મંદિરોના પ્રશાદો-

રાંધેલાં જાહેર બજારમાં વેચાય છે, પણ કોઈ અભ્યાગતને તેમાંથી અન્નનો કોળિઓ મળે છે કે? નહિજ કહો કે નહિજ. જ્યારે આમ છે ત્યારે પરમાર્થ વિનાની મૂર્તિપુજા સુધરેલાઓને મન રમકડાંજ જેવીજ થઇ પડે તેમાં નવાઇ શું? કારણ કે મૂર્તિપુજાનું જીવનજ કૈવલ સ્નેહ છે. એટલે જો મુર્તિપુજાની સાથે પરમારથ જોડાએલો ન હોય તો તે જીવી શકેજ નહિ. પોતેજ મરણ તુલ્ય હાલતમાં હોય તે બીજાંઓને જ્ઞાન કેવી રીતે આપી શકે? માટે સૌંદર્યાચાર્ય યાદ રાખજો કે જ્યાં સુદ્ધિ આપણી મુર્તિપુજાની સાથે સત્ય પરમાર્થ ન જોડાઓ હોય ત્યાં સુદ્ધિ એકલી લુખ્ખી મુર્તિપુજાથી કાંઇ પણ કલ્યાણ થઈ શકે તેમ નથી. મુર્તિપુજામાં જે ચૈતન્ય છે તે મુર્તિનું પોતાનું નથી, પણ નિયંતા કૈવલ સ્નેહનું છે. અને કૈવલ સ્નેહમાંથીજ મુર્તિ-પુજાની ઊત્પતિ થયેલી છે, માટે કૈવલ સ્નેહ વિનાની મુર્તિપુજા તે જીવન વિનાના રમકડાં જેવુંજ કામ છે. ધુપ દિવા કરવા ઘંટા વગાડવા મંદિરો સણગારવાં દેવને બહુ ફુલો ચડાવવાં સુંદર વસ્ત્રો બનાવવાં પાલખીઓના વરઘોડા કાડવા, અને સારા સારા પ્રશાદો દેવને ધરાવી ફોસલાવી-પટકાવી જવા એજ કાંઇ મુર્તિપુજાનું જીવન નથી, એને એથીજ કાંઇ તરી જવાતું નથી; પણ મુર્તિ પુજાનું જીવન તો નિયંતા કૈવલ સ્નેહ છે, મુર્તિ પુજાનુ જીવન તો પુજારી

પાસેથી આપણે નિયંતા કૈવલ જ્ઞાન મેળવીએ તથા મંદિરમાં જઈ ખરા દિલથી પ્રેમ પુર્વક સુદ્ધ અંતઃકરણથી પ્રાર્થનાઓ કરીએ તે છે. વળી મુર્તિ પુજાનું જીવન આપણાં આચરણો સુધારીએ તે છે. બહુ નાહીએ ધોઇએ બહુ ઘંટા વગાડીએ, બહુ ધુપ--દીપ કરીએ અને બીજાઓને અડી જવાની બીકે લુગડાં બહુ ઉંચા લઇએ, એજ કાંઇ મુર્તિ પુંજાનુ જીવન નથી, એ તો કૈવલ જ્ઞાન સરૂઆતના અભ્યાસીઓને બાહારની જરાવાર ચમક આપવાના સાધનો છે એ·કાંઇ તત્વ નથી. છતાં પણ અફસોસ છે કે આજે આપણે એ જરાવારની બાહારની ચમકમાંજ રહી જઇએ છીએ તેનેજ પુજા સમજીએ છીએ, ખરો સુદ્ધ સ્નેહ કૈવલ ઉપર થતો નથી અને આમ તેમ આથડીએ છીએ નિયંતા કૈવલ પ્રભુના ઓળખાણ વગર મુર્તિ પુજાને. આશ્રક લેઈ સરવસ ગુમાવી બેઠેલા છીએ એની તમોને સાની ખબર હોય તમોયે ત્યાગનું તો બળીદાન આપી દીધું.

કાયમ સમાજમાં અત્યન્ત પ્રિતિ ધરાવનારાઓને કાયમ પંથી પ્રિય બંધુઓ ચડતી અને પડતી એ કુદરતનો નિયમ છે. સુર્ય, અને ચંદ્રની ગતી પણ દુનીયાંને એજ ચડતી પડતીનો ખ્યાલ આપે છે. તેજ પ્રમાણે રાજા અને રંકની તથા દેશ અને ધર્મની ચડતી પડતી થાય છે. આપણો સ્વધર્મ પુર્વ આપણા વડીલોથી ઉન્નત સ્થિતિમાં સુસોભીત

થઈ રહેલો તો અત્યારે તેમ નથી, એમ ચડતી અને પડતી નિયમને વિચારતાં જણાયા વિના રહેશે નહિ. સારાની પાછળ માઠુ અને માઠાની પાછળ સારૂં એ રીતે જોતાં આપણી કાયમ સમાજ પુર્વે ગણીજ સારી હોવી જોઇએ, એ વાત સાબીત થાય છે. ત્યારે અત્યારની આપણી અધમ સ્થિતીનાં કારણો આપણે નવા સવાં જોઇએજ અને તેમ કરતાં જણાશે કે રાજાની ઉન્નતિ કિંવા અવનતિ આબાદી અગર બરબાદીનું કારણ જેમ રાજા છે, તેમજ ધર્મ અને કોમની આબાદી અગર બરબાદીનું કારણ મહાન્તો અને તેના પેટભરૂ કોઠારીઓજ છે. રાજા જો રાજ્યનો આવક જાવકનો, પ્રજાના સુખ દુઃખનો તથા રાજ્યનીતી વિષેની સ્થિતિનો ખ્યાલ કર્યો શીવાય એશઆરામી થાય તો પરિણામે પ્રજા ઉપર ગણાજ સંકટો આવે છે. તેવીજ રીતે ધર્મના વહીવટદારો ધર્મ ઉપર લક્ષ નહિ રાખતાં એશઆરામી થઈ જાય અને પ્રમાદ આળશમાં બેશી રહે, અગર સ્થિતિ અધમ છે એમ જાણવા છતાં તેને દુર કરવા ઉપાઓ કરે નહિ તો પરીણામ શું આવે તે સર્વ કોઇ સમજી શકે તેમ છે કે ખરાબજ આવે.

ધર્મના કોઠારી પોતાનો સ્વાર્થ છોડે નહિ ત્યાં સુધી કદી પણ ધર્મની ઉન્નતિ નથી હાલના નવિન મહાન્તો! એટલો તો આડંબર રાખે છે કે, રાજા મહારાજાઓને ત્યાં, તપાશ કરતાં નહીં મળી આવે! જુઓ તેમણે પોતાનો

ધર્મ માનેલો હોય તો વૈભવ સાળી બનેજ નહિ. હાથી ઘોડા પોલીશો વગેરે નોકર તમારે શું કરવા છે. લડાઈ કરી કયા દેશને જીતી લેવા માગો છો તમોને તમારા વડીલોનુ ભાન છે કે પછી કેફમાં ચાલ્યું, ગયું ખોટા રીત રીવાજો, ખોટાં વર્તન એ તમોને શું શોભે છે? સારા સારા વસ્ત્રાલંકારો ધારણ કરવા એને શું ધર્મ કે અધર્મ કહેશો ? જન સમાજને ખોટો ઉપદેશ કરી ખોટે રસ્તે દોરનાર કોઠારીઓ અગર મહાન્તોને દેહાંત શિક્ષા કરે તો પણ પાપ નથી એ વાત નિશ્ચય છે. કાયમ પંથીઓ, હાલના નવિન મહાન્તો થયા હોય તો તેઓની મુળ ઉત્પતિ આ પ્રમાણે છે અને મે તેનો અનુભવ મેળવેલો છે. તે લોકો પ્રાયે કરીને ગુજરાત અને કાઠીયાવાડના વધુ થાય છે અતીશય દુઃખ તેમનાથી સહન થતુ નથી ત્યારેજ તે સાધુ થાય છે. પછી કર્મના યોગે તેમને ઉચ્ચ પદવી એટલે ગાદી મળે છે અગર ધર્મનો વહીવટ કરવામાં કોઠારીઓ બને છે. કે તુરતજ પછી પોતાના ઘર સામુ જુવે છે. જન સમાજે પુન્યાર્થ કરેલુ દાન તેની તેઓ વ્યવસ્થા, દર દાગીના બનાવી ભાઈ ભોજાઇઓને આપી દુરાચીરીઓ બને છે અફસોસ છે હાલના નવિન વહીવટ કરનારાઓને કે, ધર્મને નામે ધાડ પાડી બીચારા ગરીબોને લુંટે છે આવા અવ્યવસ્થીત નિયમો તે જહાં સુધી દુર નહિ થાય

ત્યા સુધી નક્કી માન જો કે આપણુ કાયમ પંથી નથી પરંતુ ક્રુર પંથી છીએ કાયમ પંથીઓ હાલના સુધારા તરફ નજર કરસોકે તુરત માલુમ પડશે આપણા વડીલોએ જો મંદીર બાંધેલાં હોય તો ધર્મની વ્યવસ્થાના કાર્યકર્મ ગોઠવવાને માટેજ છે, નહિ કે સુખ ભોગવવા.

કાયમ પંથી બંધુઓ ગૃહસ્થના મરણુ બાદ તમારે બારમુ કરવું પડે છે. ઠીક તેમણે તો વહેવાર માન્યો પણ વિરકત એટલે સાધુ તેના બપનુ બારમુ ન કરે તો હાની-શીછે. ગ્રહસ્થ જેને બારમુ કહે છે તેનેજ સાધુઓ ભંડારો કહે છે, બન્નેની મતલબ એકજ સમાયેલી છે. છોકરો મટીને ચેલો થઓ, ઘર તજીને મંદીર કર્યું. સ્ત્રી તજીને ચેલી બનાવી બાપ તજીને ગુરૂ થયો કહો સંસારથી કયો વિષય જુદો પડયો જેથી તેમને સાચા વિરકત કહેવાય? હાલના નવિન ઢાંગાચાર્યોને પુન્યદાન કરવું એ કરતાં ગરીબ, કંગાલ, અપંગ આંધળે, બહેરો, મુંગો કોડીઓ અનાથા વિગેરેને આપવું એ તેમનાથી હજારો ઘણુ પુન્ય સમા-વેલુ છે (**વથા વૃષ્ટિ સમુદ્રેષુ**) સમુદ્રમાં ગણી વૃષ્ટિ થાય તો પણ શા કામની છે તેમજ ગ્રેહસ્થને દાન આપ-વાથી શું પુન્ય છે? તૃપ્ત થયેલા માણસને ભોજન આપવું વ્યર્થ છે તેવીજ રીતે હાલના નવિન ઢાંગાચાર્યો તૃપ્ત થયેલાને દાન આપવું વ્યર્થ છે, સુખી માણસને દુઃખતો

અનુભવ હોતો નથી, પણ દુઃખીને હોય છે. અનાથ બાળકો તમારા દાનથી ઘણા સુખી થશે તેનો તે સારોજ ઉપયોગ કરશે, તેઓ ઠાઠ ધારીઓથી નહિ બને.

કોઈ મહાન્ત એવો નીકળી આવશે કે અમો તો મોટાં મોટાં કામો કર્યાં છે. તેમને આટલુંજ પુછવું જોઇએ કે તમારા મંદીર તરફથી કેટલા વિદ્યાર્થી કઇ સંસ્થામાં ભણે છે એટલેથી માલુમ પડી આવશે. પોપ લોકોના મનમાં આપણું ભોપાળુ ના નીકળે તો સારૂં પણ મુઢને એમ માલુમ નથી કે પાપ તો મોભારે ચડીને બોલે. કાયમપંથી બન્ધુઓ કલ્પવૃક્ષને કાપી નાંખવું અને બાવળ જેવા વૃક્ષની સેવા કરવી, કોયલને મારી નાંખવી અને કાગડાને પાળવો. આંબાનું વૃક્ષ કાપવું અને બોઇડી ઉછેરવી. ગુલાબના છોડને બદલે એખરાને રોપવો. સજ્જનનો નાસ કરી ક્રુર દુરાચારીઓને સેવવા એવા અનિયમ ઉલટા દૂર નહિ થાય ત્યાં સુધી જરૂર આપણે માનવું પડશે કે ધર્મની ઉન્નતિનો રસ્તો આપણે પકડયો નથી પરંતુ અવનિતીનો પકડેલો છે. ધર્મ અને અધર્મનું ખરૂં સ્વરૂપ શું છે તે આ પુસ્તક વાંચવાથી વાકેફ થશો.

ઉપર મુજબ કડવી ટીકા કરવામાં મ્હારો કાંઇ ખરાબ હેતુ નથી પણ વડીલ ભાઇઓ તેમની ફરજ સમજે અને પરિણામે ધર્મની ઉન્નતિ કરવામાં તેમની ફરજ તેઓ બજાવતાં થાય એજ હેતુ છે.



# સૂક્ષ્મ વેદ તત્વનું સિદ્ધાંત.



તણ હુંમ રહે અકેલ છેલે ભવ ભરકે અંદર,
અજા સીંહ સર મેલ મલ રખુ કોહુંદર, ૧
પુનહી જમી અસમાંન રેન દિન મીલે ન જો જમ,
તો મેરે મત જ્ઞાન કોહુનસે જલે તતૌ તંમ; ૨
ઓરતો નહી તકરાર પતીનકે પેજ વીના કીત,
રવિવીન અતી અંધીયાર નરપ વિન જૈત્યે ભવભીત; ૩
તૌ કરતાવીન કરત આસરીત રહીત ગહીત કીનુ,
પ્રકૃતિ પુરૂષની આદ્ય અચરચર સહીતંમ ગુંનતીનુ; ૪
અહાલોકૃત મહીમાન તેહુનકે કરતા કોહોકુન,
થપે જો ગુણ અવતાર અકર્તા બ્રંહ્મ પુનીત સુંન; ૫
એ દોઉસે ન બનેતન કરત ગુન અકત સોઈત,
જ્યોં પુરૂષને નપુચ તાઈતે પ્રજાન હોય કીત; ૬
ઓરૂ દેખે કુલ પંથ કંઠ વીન જેહી ધ્રડાઈત,
સહીત પતી સોહે વરત કુવેર તેહી કહુ સમઝાઈત; ૭
સુનવા સકલ રાચેત વેત જેહી વીગત વીચારંન,
સનમુખ રહયે સબેત કહીત ભવ ઉપજંન કારણુ; ૮
એહીનીજ ઈંડ કટાક્ષ વસ્ત જેહી દેવ ભરીત વીત,
કૃતા સહીત જીનુ અંશ વૈસંતનમે અપનેઈત; ૯

પ્રથમ પુરૂષ પ્રકૃતેવ અંશ વસીતવ બ્રંહ્મરૂંધર,
જોગી ધરત સમાધિ સુનત જાંહાં ન્યાદ દસુંદર; ૧૦
ત્રતીયે રવી સસી નેન એન જાંહાં બસે અગ્નન અપ,
નાસા અશ્વનીકુમાર ગ્રહીત વીત સાર અસારપ; ૧૧
સુનન નાદ દીગપાલ વાસ જહાં વસીતવકરનન,
નીગમ આધ ટંકાર સુનનન જીનકે જેહી સમરન; ૧૨
હરદે રૂદ્રકે અંસ નાભી તલ વસે વિષ્નુ વીત,
રજગુણુ અંશકેજકે અંશવસત જાંહાં ઇંદ્રી અનંગજીત; ૧૩
રહત ઇંદ્ર કર અંશ વૈસજીનુ વીતપંન પતીસુર,
તુચા મારૂતકે અંશ શબ્દ રસ રૂપ ગંધ ઉર, ૧૪
એહી દેવંનકે અંશ વસવસીતવ અપને તંન,
ભીંન ભીંન અષ્ટાન કહીતકજ જેહી જીનુ કરનંન. ૧૫
કૃતા અંશ સર્વજ્ઞ સકલકે દ્રષ્ટા દ્રગવત,
આતમ પરમાતંમ પ્રણુત્ર પસરંન કર જીનું ગત; ૧૬
અહોનીશજીનુ હુશિયાર રગ રગ લગ જીનું હીત,
સમલો સર્વ સતંત મીત નીમીત રહત તીત; ૧૭
સકલ કરત કરૂણેસ ઇંદ્રી અંતસકણુ ગુણ ધણુ,
લેપત નહી લવલેશ સેવકે સાક્ષી સરલપણુ; ૧૮
જયૌ મુંકરનકે મુખ ન વીકસનીજકે વીક સાહર,
તો કરતાકે અંશ મુકરવત મહીપણુ બાહર; ૧૯

જીનકે સ્થાન રહ્યનજ્ઞાન ગંમ જેહી જગ વસીતવ,
અંતસકરણ રહિત અવસ્તા જાહાં નહીં ફસીતવ; ૨૦
જીનત્યે હવીત સચેત કરણ ગુણ ઘણ લોહ ચલીયત,
આપ અલગ કે અલગ સલગ સંમ દ્રષ્ટ મલાયત ૨૧
જ્યૌં ચંબુકકે ન્યાય ન્યાર રહી લોહ ચલાઇત,
અંશવત ચમક લોહોગત ઇંદ્રી નયાઇત; ૨૨
રહત અંશ નરલેપ અખીલ તંન ઉપજાવન રત
કોઉન લહત તીનુતાય આપમે અરસ પરસ ગત; ૨૩
ચંબુ સતાવત સોય અંશકે સંકલપ કે વીત,
તેહી સંકલ્પ કે કરણ કેદ વીનુ સુખ દુખ ભુગહીત;
અંશ વીતા તનું તત્વ ઇંદ્રી ગુણ અંતઃકરણ,
તેહી સકલ જડ તત કરીત હમ સકલ વીવરણ; ૨૫
જડકુ નહી ગુંન જ્ઞાન કરમ અકરમ કરનન હીત,
પ્રેરક અંશ કુવેર કરીત તૌ કાજ સકલજીત. ૨૬

ઉપર મુજબ કહેલાં વાકયો, શ્રી પરમ પૂજય અનંત દયાલુ કરૂણાસાગર ભગવાનના છે. જગતના જીવો ઉપર દયાળુ ભગવાને પોપના ફંદમાં ફસાયેલા જીવોને ખરો રસ્તા બતલાવવા મહારાજશ્રીએ ઘણીજ તસ્દી લીધેલી છે, તે એમના ગ્રંથો ઉપરથી સ્પષ્ટ જણાય આવે છે. જુઓ આપજ વિચાર કરોકે ઘડી દિવસ, માસ અને વર્ષ એટલુંજ નહિપણ ઘણા યુગો થાય. તોપણ આપણા ઉપર કેવળ

પરમ ગુરૂ સિવાય કોઇએ કૃપા કરી નહીં. અસાર સંસારે ડુબેલા બચાવવાને શ્રી પરમગુરૂએ (કુવેર સ્વામી) આપણુને સુક્ષ્મવેદના જ્ઞાન આપી નિત્ય અનિત્યનો વિવેક કરાવી સુક્ષ્મવેદનું જ્ઞાનને રસ્તે દોરનાર કૈવળ પ્રભુ કુવેર સ્વામીજી છે, અંધ આળસ્ય, અને અજ્ઞાન પોપ પુરાણીઓની અંધ જાળમાં ફસાયેલા તેમાંથી બચાવનાર પ્રભુ કુવેર સ્વામીજી છે. તેમજ વળી આપણે કયાંથી આવ્યા અને અંતે **એટલે મુવા પછી** કયાં જવાના છીએ, તે જ્ઞાન આપી સમજણ આપનારજ પણ કુવેર સ્વામીજી છે. આ માયારૂપી મોહિનીની જાળમાં ફસાયેલા આ તમામ પૃથ્વીપરના જીવો તેમજ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર જેવા, વિશેષ અંશોને, શ્રી પરમકૃપાળુ પરમપૂજ્ય અજર, અમર, અનાદિ, અંતર્યામિ કૈવલ પ્રભુનું મહાદજ્ઞાન આપી આ ભવસાગરની ભવાટીમાંથી તેમજ દાવાનળરૂપી મોહિનીની જાળમાંથી તારનાર ફકત કેવળ પરમપૂજ્ય, પરમગુરૂ પ્રભુ કુવેર સ્વામીજી છે માટે હે જગતના જીવો ! તમારા અંધ અને અજ્ઞાનરૂપી કપાળનાં હજારો મણના તાળાં જ્ઞાનરૂપી, સુક્ષ્મવેદની સુવર્ણ કુંચીથી ખોલી જરા વિચાર કરો, અને વિચાર કરી તપાસો કે, શ્રી પરમપૂજ્ય કુવેર સ્વામી જગતમાં પોકાર કરી શું કહે છે; તે તરફ વિચાર કરો. જયારથી આ સૃષ્ટીનું મંડાણ રચ્યું ત્યારથી વેદો અને

પુરાણીઓએ જગતના જીવોને ખરો માર્ગ ન બતાવતાં ઉલટા માર્ગની સમજ આપી, જ્યાં ત્યાં જેની તેની ઉપાસના જેવી કે:—ભૂત, ભૈરવ, પ્રેત, દેવી, અને વિશેષ અંશ જેવા કે બ્રહ્મા, વિષ્નુ અને મહેશ્વરોનેજ ખરા કર્ત્તા માની જકતના તમામ જીવોને ઉલટે માર્ગે ચઢાવી, જે તે દેવોનું સાર્થક જ્ઞાન અને ભજન આપી, જેની તેની ઉપાસના કરવાને વળગાડી દઈ દુનિયાને ભરમાવી દીધી, જેથી ખુદખાવનને અળગો કરી દીધો, અને જગતના તમામ પ્રાણી માત્રને ડાળ પાંખડે વળગાડી દીધા. જેથી આલમ દોજખ (નરક)ને રસ્તે તણાવવા લાગી, અને જગતના તમામ દેવો પોતપોતેજ ધણી થઇ બેઠા, પોતપોતાની ભક્તિ, ભજન, ધ્યાન જ્ઞાન વગેરે કરાવવા લાગ્યા, જેથી આ જગતના તમામ જીવો ભરમાઇ જઇ આ ભવાટી વિષે ભમવા લાગ્યા, તેથી જે ખુદખાવન કરતા અજર, અમર, અનાદિ, અનામિ, અને સર્વજ્ઞ નિજ કર્ત્તા કૈવલ્ય પ્રભુએ દેવો અને પ્રાણી માત્ર ઉપર અનંત દયાનિધીએ અનંત દયા લાવી, પોતાના પરમ વિશેષ અંશને આ તોફાની દુનિયાને સમજાવવા ખુદ કર્ત્તાનો ખરો માર્ગ દર્શાવવા દેવી દેવો અને માયાની જાળમાંથી છોડાવી મુક્ત કરી ખરો મુક્તિનો માર્ગ બતાવવા શ્રીમંત પરમપૂજ્ય કુવેર સ્વામીને નિજકર્ત્તા, કૈવલ્ય પ્રભુએ આ ભોમી-

પર સત્વર મોકલ્યા જેથી તેમણે આવી આ જગતના તમામ પ્રાણી માત્ર અને દેવો આદિને પોકાર કરી સુક્ષ્મ વેદનું જ્ઞાન આપી, ખરો અને બીન સ્વાર્થી મહદ પરોપકાર નિતિયુક્ત ખરો મોક્ષ માર્ગ દર્શાવ્યો છે. માટે હે જગતના જીવો ! હજુ પણ વિચાર કરો, અને કંઈક આ જ્ઞાન લઇ પ્રભુ માર્ગ તરફ વળવાને પ્રયત્ન કરો, અને દરેકને શિખવો. ખુદ બાવનના હજુરી મહાત્મા શ્રી કુબેરસ્વામીનું એવું કથન નથી કે હું ઇશ્વર છું, તેમણે કેવલ કર્તાપદ સ્થાપન કરેલું છે. પોતે પરોપકારની ખાતર ઘણા ગ્રંથો બનાવી કેવલ ઇશ્વરનુંજ વર્ણન કરેલું છે. જેમ વાલ્મિકી રામાયણમાં વાલ્મીકજીએ કેવળ રામનુંજ વર્ણન કરેલું છે. તેમ શ્રી કુબેર સ્વામીજીએ ખુદબાવન કેવલ કર્ત્તાનુંજ વર્ણન કરેલું છે. તેમણે કર્ત્તા સંબંધી સ્વાર્થ વગર પોતે ફરજ બજાવી છે. કર્ત્તાના હુકમનું પાલન કરવાને માટે તેમણે પોતાની વિભુતિનું ઉત્કૃષ્ટ સેવન કરેલું છે. વળી તેમનું કુબેર નામ સાથી પડયું તે જુઓઃ—

परम पुरुष निज हुमकु तुर्त धरे शिर मेर;  
कर्त्ता कीन कयौं वेर अब जब ते नाम कुबेर,

आयेहु अवन अचानक अरष अगम होय शेर;  
खूद के खरे शंदेशमें कयौं करे वेर कुबेर.

ખુદ કૈવલ કર્તા, (પરમ ગુરૂને) (કુબેર સ્વામી) મને હુકમ કરે છે કે સંપ્રદાયીના રચેલા ફ્તોમાંથી છોડાવી એકદમ મુક્ત કરો. તે હુકમ પોતે શિર ચઢાવી તેમનું એકદમ ભવસાગરમાં આગમન થયું. કયોંબેર એ ઉપરથી મહારાજશ્રીનું નામ કુબેર પડેલું છે.

પુરાણીજી—સંસારના તમામ જીવોને તે પરમગુરૂ મોક્ષ આપી શકે છે અને આપવો તેમનો હક છે. અધિકારી અઅધિકારી વિગેરેને મોક્ષ આપશે, અને જો આપતા હોય તો, ભજન સ્મરણ. સુક્તિ અને દુસ્કૃતની કંઈ જરૂર નથી.

કાયમપંથી—ચારે વર્ણના જીવો મોક્ષના અધિકારી છે. એકને મોક્ષ મળે અને બીજાને ન મળે તેમ નથી. પ્રભુના ધામમાં જવા મનુષ્ય માત્રને હક છે. જેમ અંધારાને દુર કરવા આત્મ તત્ત્વજ્ઞાન જ્યાં સુધી નથી થયું, ત્યાં સુધી જીવ મોક્ષનો અધિકારી થઇ શકતો નથી. પુરાણીજી, આત્મ તત્ત્વનું જ્ઞાન એજ શબ્દ તમો જાણો છો, પણ જ્ઞાનને જાણતા નથી, એટલા માટે અમારે કહેવું પડે છે કે ખરૂં તત્ત્વજ્ઞાન કેવળ કુબેર સ્વામીજ જાણે છે.

जब निज पति करुणामय, दयावंत दील हेर,
आपने अंश उबारन, पठये हु पुरुष कुबेर.
आये हु जुग जदीप हम ग्रही निज गम शमशेर,
फना करन तेही फंदकु, जीनमे जीव उर झेर.

तेही उर झेर अलपावन, ढावन गढ अज्ञान,
भूले हु जेही निज आपनपु, करबा वहु अविलान.
जब ते जीव सकल अब आवहु शरण हमार,
जेतने भर आवीशको, ताही करुं भवपार.
जुग जाहेर बाहेर महि अनभे ज्ञान हमेर,
सरल मुमुक्षु शुद्ध चिते, सुनत जाय भव फेर.
भवके फेर फारगत, शो मन हमशे पाय,
आद अंत मद्धकी गम, दरसे परम पराय.
परम पराय परम पद, जेही सद निज करतार,
तेही घर सघर, बसावहु, जो होय हंशा हमार.
कोटी कल्पके पतिनसे, विछर्यो हंस चोमेर,
ताही मिलावन टेरत, सामृथ श्रीमंत कुबेर.

મતલબ કે ખુદ કર્ત્તા કૈવલ પ્રભુએ દીલે દયા લાવી પોતાના અંશને ઉગારવાને માટે અને માયાના ફંદમાંથી અજ્ઞાનરૂપી ગઢ તોડવાને માટે હું હજુરની જ્ઞાનરૂપી શમશેર લઈ આ ભૂમીપર આવ્યો છું.

કારણ કે પોતાના અંશોને નિજ પતિની ઓળખાણ કરાવી સર્વને જુગ જાહેર રીતે કૈવલનું જ્ઞાન આપી જગમાં ડંકો વગાડીને કહે છે કે હે જગતના જીવો! હમારે શરણ આવી હમારાજ થઈ અમારૂં જ્ઞાન બરોબર રીતે મેળવશે

તેને ભવપાર ખુદ કર્ત્તાની સમક્ષ રજુ કરીશ. માટે હે સર્વે જીજ્ઞાસુ જીવો ! શુદ્ધ ચિત્તે શ્રવણ કરો કેઃ—આ ભવના સર્વે પ્રકારના ફંદો તોડી ફરાગત થવું હોય અને આદ્ય અંતની, ખબર મેળવી પરમ પદ નિજ કરતા. (કૈવલ પ્રભુ) પાસે જવું હોય તો જે હંશ તેમનોજ થઇ રહેશે તેમને ભવપાર કરી સાક્ષાત હજુર પાસે રજુ કરીશ. કારણ કેઃ— આ જગતમાં કોઇની મગદુર નથી કે, નિજ કર્ત્તા પાસે જવાનો કોઈ પાસ આપી શકે.

કરોડા કલ્પથી પતિથી હંસ વિખુટા પડયા છે, તેમને તેમની આગળ એટલે હજુર સમક્ષ લઇ જનાર આ ભવાટી વિષે ફક્ત પરમપુજ્ય કુબેર સ્વામીજ સામૃથ છે.

छेवटके छेवट जेही, सब धरता धरनार,
सब अंतनके अंत ही, सब करता करनार.
जीनकुं कैवल कहत हे, सामृथ साहेब नाम,
कहें कुवेर सोई सदपद, मेरे निज विश्राम.
सुख खामन मेरे धनी, एसे सामृथ सोई,
जबी हंम जीनुं मुक्ता वहु, सो क्यों मूक्त न होऊ.
जुग जीवन हेत कारणे, उचर्येहु ज्ञान अनंत,
केहं कुवेर नर निरभवे, सुणतां होय स्वतंत्र.

મતલબકે:—રામ, કૃષ્ણાદિ અવતારો, બ્રહ્મા, વિશ્નુ, મહેશ્વર, પ્રકૃતિ અને પુરૂષ વગેરે દેવો કે જેઓ ઇંડ, બ્રહ્માંડના ધરતા ( ધારણ કરી રહેનાર ) છે કે જેઓને આ સઘળા જીવો પોતે કર્તા જાણીને પૂજે છે. અરે ! એવા જે શક્તિવાળા દેવો તેઓને પણ માથે કાળનો અધિકાર ચાલે છે. જુઓ અવતારાદિક દેવો અચળ નથી, એ દેખીતું છે. બ્રહ્મા વિશ્નુ વગેરે દેવો અવધી કાળે ગુમ થઇ જાય છે. અરે ! એ દેવો અને પ્રકૃતિ એક કલ્પમાં અસંખ્ય જન્મ લઇ ફના થાય છે, તેવીજ રીતે પુરૂષ ( જેઓ અનંત બ્રહ્માંડો ધારણ કરી રહ્યા છે ) તેઓને માથે પણ કાળ અમલ ચલાવે છે એવા જે કાળના પણ કાળ નિજ .કેવલ-પતિ જે અનંત શક્તિવાળા છે, તેજ સારૂં વિશ્રામ સ્થાન છે. આવા અનંત બ્રહ્માંડાધિશ જેની સમર્થ શક્તિ ( નેત્ર કટાક્ષ)ની સામે કરોડો ઇંડ ચંચળ બની નાચવા લાગે છે. એવા જે કેવલ પ્રભુ તેમની સ્વાનીધ્ય હું હજુરી રહેનાર ત્યાં હું નિવાસ સ્થાન ભોગવું છું.

એ નિવાસ સ્થાનને વિષે અંનત દયાનિધી કૈવલ પ્રભુની બરોબર વિભુતિઓ અણુંની અણું પણ નથી. એવા જે સર્વજ્ઞ, સર્વશક્તિમાન અખંડ અનાદિ અનામિ, વિશ્વેશ્વર માહાદ દયાનિધી પરમપૂજ્ય કૈવલ પ્રભુ નામથી ઓળખાય છે. એવા જે ખુદ ખાવન મારે શીરે ધણી છે. તો પછી

(કુબેર સ્વામી) નિશ્ચય કરી ખરા અંતઃકરણથી અને હિંમત ભેર જગતમાં ડંક્કો વગાડીને કહું છું કેઃ—હું જે જે પ્રાણી માત્રને ભવસાગરની ભવાટીમાંથી મૂક્ત કરવાને, (મોક્ષ પદવી આપવાને ) અને ખુદ નિજ કર્ત્તા કેવલ પ્રભુની હજુરમાં રજુ કરવા ધારૂં, તો શા માટે નહિ મુક્ત કરી શકું ?

આ જગતના કલ્યાણ (મુક્ત)ને માટેજ મેં દેહી ધારણ કરી છે, કે જેથી આ ભવસાગરના પ્રાણી માત્ર મારૂં અનંત અને બીન સ્વાર્થી જ્ઞાન સાંભળતા શા માટે માણસો સ્વતંત અને ભય વગરના થઇ ન શકે ? એમ શ્રીમંત્ પરમપૂજ્ય પરમગુરૂ કુબેર સ્વામી પ્રભુનું કહેવું છે.

પુરાણી—તમો આ જ્ઞાન ક્યાંથી લાવ્યા ? તમો કહો તે પ્રમાણે ચાર વેદોમાં નથી. જેવી રીતે હોય તેવી રીતે કહો.

કાયમપંથી—આ જ્ઞાન સુક્ષ્મ વેદનું છે. તત્ત્વવેત્તા પૂજ્ય મહાત્મા કુવેર સ્વામીએ કહ્યું છે. કંઇ કંઇ જગો ઉપર વેદમાં પણ છે. તમો તેનો આશય અર્થ નહિ સમજવાથી જાણતા નથી. એમ ન માનવું કે આ સુક્ષ્મ વેદનું જ્ઞાન નવીન છે. વેદમાં અથર્વ વેદનું મુડદોપનિષદ કહે છે કે વાણી બે પ્રકારથી છે. પરા અને અપરા. ઋગ્વેદ, યજુર્વેદ, શામવેદ, અથર્વવેદ અને શિક્ષા, કલ્પ, વ્યાકરણ છંદ, ગણિત એ વિગેરે પરાવાણીથી રચાએલાં છે. અને

સુક્ષ્મવેદ જેનાથી અવિનાશ પદ ઓળખાય છે, તે તો અપરા વાણી કહેવાય છે.

स्वहविर्वांसमीदं ॐ मरुत्वेन वा वेर्स्य समदा दंशेंद्रोध्यक्ष ॐ स्वाहा, पटयते पाठयते आदि अक्षराणे। सामवेदं पंञ्चमोऽस्ति।

ઇશ્વર કહે છે કે બ્રહ્મા હું જે પાંચ આકાશ વાણીની રોચાઓમાંથી પહેલો એક અક્ષર લે અને તે એક એક અક્ષર ને એક ઠાકર તે અક્ષરો જેમાંથી નીકળ્યા છે. એવોને સુક્ષ્મ વેદ તેને તું સ્વીકાર કર એથી તને અંશ આત્મ તત્વનું જ્ઞાન થશે.

બ્રહ્માઃ હું તેને જાણુતો નથી.

ઇશ્વર—હે બ્રહ્મા! તું આનંદને ગ્રહણ કર જેથી તારાં સમસ્ત પાપ દુર થશે. જેમ વાયુ ધુળીને ઉરાડી પૃથીકરણ કરી નાંખે છે. અર્થાત્ અલગ કરી નાંખે છે. તેમ તારાં તમામ પાપો દુર કરી નાંખશે, માટે સર્વ જગતની આળસ સુક્ષ્મ વેદનો ઉચ્ચાર કરી તારૂં કર્ત્તવ્ય સફળ કર. સુક્ષ્મ વેદ સમજવાથી અને સમજાવવાથી તમામ વાસનાઓ ઉપર વિજય થઇ શકે છે. આપણી વાંસનાઓ દૂર થઇ નથી ત્યાં સુધી સુક્ષ્મવેદની યથાર્થ સમજ પડતી નથી, એવું સામવેદના સુત્રમાં કહેલું છે.

सुक्ष्म वेदस्य मेत दस्य सुक्ष्म वेदस्य मेत दस्य
मेठं सीद्रति रथै से पस्य तन्विनम्। अथर्व वेद.

હે રૂષિઓ! તમો સુક્ષ્મવેદને ભણો તે સુક્ષ્મવેદ ચાર વેદનો શિરોમણી છે. જેમ રાજાને મસ્તકે છત્ર છે, તેમ આ સુક્ષ્મ વેદ ચારે વેદનો શિર છત્ર છે કેમકે ચાર વેદમાં એક વિષય નથી પરંતુ ઘણા વિષય છે. જેમ કર્મ ઉપાસના, વિગેરે ઘણા વિષયો છે. સુક્ષ્મવેદમાં તો માત્ર અવિનાશી સ્નજાણુ સ્વરૂપ સુખ સંતોષ સરજનહારનિજ ઉપાસના છે, એવું અથર્વવેદનું કહેવું છે.

वाम वेद त्वेने सर्वस्य मिद त्येन उत कृष्ण त्वेन

वासस्य मिद ॐ मस्वाहा.

અથરવેદમાં વામ દેવજી કહે છે કે હે મૈત્રેયી! તું સોહંગ મંત્રનો ઉચ્ચાર કર, જેનો જપ કરવાથી તારૂં કલ્યાણ થશે. સોહંગ મંત્ર કેવો છે. તે હું કહું તે તું સાંભળ.

रवि मध्ये स्थितः सोमः सोम मध्ये हुवा सनः ।

तेजो मध्ये स्थितं सत्यं सत्य मध्यो स्थितो च्युतः ।

अच्युत सुक्ष्मं वेदोश्रयो पषितं हवि ॐ ।

અર્થ–સુર્યની મધ્યમાં જેમ સોમ અર્થાત અમૃત છે, અને અમૃતની મધ્યમાં જ્ઞાન છે, અને જ્ઞાનની મધ્યમાં સત્ય છે અને સત્યની મધ્યમાં નિયંતા કેવલ પ્રભુ છે, તે ઓળખવાને માટે કેવળ સુક્ષ્મ વેદજ છે તેને જાણવાને માટે બીજી કોઇ યુકિત નથી જેથી એકચિત્ત કરી સુક્ષ્મવેદનો અભ્યાસ કરવો જોઇએ, એવું અથર્વ વેદ કહે છે.

नमधिति तत्व मोक्ष न लभ्यते न क्षत्वे
न मोदिस्य प्रेवेति, सर्वस्य सष्ट.

અર્થ: જ્યાં સુધી સુક્ષ્મ વેદે રસ્તો બતાવ્યો નથી ત્યાં સુધી કોઈની પણ મુકિત થવાની નથી. ગમે તે પુન્ય દાન કર્મ કાંડ જપ, તપ, અને ધ્યાન ધરો તોપણ નિયંતા કૈવલપદ પ્રાપ્ત થવાનું નથી. માટે હું તમને સુક્ષ્મવેદનો ઉપદેશ કરૂં છું તેનું તમો અત્યંત પ્રસન્નતા પુર્વક શ્રવણ કરો. તેમાંજ તમારૂં કલ્યાણ રહેલું છે.

જેમ કામ કરેલા ઉપકારને જાણનાર પુત્ર પિતાની આજ્ઞા માને છે તમો તેમ મારી આજ્ઞા માની સુક્ષ્મવેદ અધ્યાયન કરી મુક્તિ મેળવવા ભાગ્યશાળી થશો. આવું અથર્વ વેદનું કહેવું છે.

सुक्ष्म वेदस्य पठनार्थम् सर्वत्र कार्य्य त्यक्त्वा
शीघं बोक्ष मवाप्नु पाद तरि तर्ठपस्व'.

અર્થ:—હે પ્રજાઓ! તમારો અલ્પ સમય રહેલો છે, તેમાં તમો સમસ્ત કાર્યને છોડી પંચમ (સુક્ષ્મ) વેદ ભણવા માટે શિઘ્રતાપૂર્વક યત્ન કરો તે સિવાય ચતુર વેદની આદ્ય લઇ તમામ કાર્યો કીચડવાળા રસ્તા જેવા છે. કેવળ શુદ્ધ અને પવિત્ર સુક્ષ્મ વેદજ છે, માટે તે જ્ઞાનનું ગ્રહણ કરી કૈવલ પદ પ્રાપ્ત કરો એ સિવાય બીજો કોઇ એવો

રસ્તો નથી કે જેથી તમારી મુકિત થાય. આ પ્રમાણે ચાર વેદ ઘણા જોર અને શોરથી સુક્ષ્મ વેદની પ્રશંસા કરે છે.

मम पञ्च मूखे भवश्च पंचाम्ना यावि निर्गताः ॥

पूर्वश्च पश्चिमश्चैव दक्षिणश्चोत्तरस्तथा

उर्द्धाम्ना याश्च पंचै ते मोक्षमार्गाः प्रकीर्तिताः ॥

आम्नाया बहवः सन्ति उर्द्धाम्ना यात्तु नोत्तमः ।

અર્થ:—બ્રહ્મા કહે છે કે પરા, પસ્યતિ, મધ્યમ વૈખરી અને પંચમી અપરા એ પાંચ વાણીથી પંચ વેદો થયેલા છે. વળી પૂર્વ પશ્ચિમ ઉત્તર અને દક્ષિણ એ ચાર દિશાઓને અનુસરી ચતુર વેદોનું ઉચ્ચારણ કરેલું છે. પરંતુ ઉર્ધ મૂખે અપરા વાણીથી સુક્ષ્મ વેદનો અભ્યાસ કરી જ્ઞાન મેળવી કૈવલ કર્ત્તાને ઓળખવા ભાગ્યશાળી થશો. વળી શિવતંત્ર નામના પુસ્તકમાં સ્પષ્ટ લખી જણાવે છે કે પાંચમાં વેદનું જ્ઞાન મનુષ્ય માત્રએ મેળવી કૈવલ કર્ત્તાને ઓળખવો જોઇએ, કારણ કે ચતુર વેદના જ્ઞાનથી મનુષ્ય કામ ક્રોધાદિક પ્રપંચથી નિવૃત થઈ શકતો નથી અને સુક્ષ્મ વેદનો અભ્યાસ કરી જ્ઞાન મેળવવાથી કામ ક્રોધાદિક તથા સર્વ કામના ઝગડાઓથી અલગ રહી સત્ય અવિનાશી પદનો રસ્તો બતાવી પોતાના વાસ્તવિક સ્વરૂપ સાથે ઐકતા કરાવે છે. ઘણું કરીને ચતુર વેદ વ્યવહારીક રસ્તો બતા-

વવાને માટે છે, નહિ કે મુકિતનો રસ્તો બતાવવાને માટે. ભવસાગર તરવાને માટે સુક્ષ્મ વેદના જ્ઞાન સિવાય એવો બીજો કોઇ નિર્દોષ રસ્તો નથી કે સ્વાત્માનુભવનો રસ્તો મળી શકે, માટે તે શિક્ષા ગ્રહણ કરી ચાલવું એમાંજ મનુષ્યની સાફલ્યતા છે.

આવા પ્રમાણો એક બે નથી પરંતુ ઘણાં છે. જો વિસ્તારપૂર્વક કહીએ તો વિષય ઘણોજ વધી જાય, જેથી ઘણો વિસ્તાર ન આપતાં વાંચકવર્ગ આટલેથી સંતોષ માની આનો પુરેપુરો અર્થ સમજે.

પુરાણીજીઃ—વેદ પ્રમાણથી સૂક્ષ્મ વેદ અને નિયંતા કેવલને સિદ્ધ કરી બતાવો છો તે સક્રિય છે કે નિષ્ક્રિય છે, જો સક્રિય કહો તો તેમાં ઘણા દોષો આવે છે કારણ કે કર્ત્તા કર્મનો ભાગી થાય તો તેને ભોગવવું પડે છે. અમો અકર્ત્તા બ્રહ્મ માની મુકિત પ્રાપ્તી કરીએ છીએ તેને અક્રિય માની તેના નિયમો ધારણ કરો.

કાયમપંથીઃ—ઇશ્વર અક્રિય નથી સક્રિય છે. જ્યારે ઇશ્વર ચેતન છે તો પછી કર્ત્તા કેમ નથી? જે કર્ત્તા ચેતન છે તેની ક્રિયા સુન્ય થઇ શકતી નથી. જેમ તમે લોકો કૃત્રિમ એટલે અમુક વખતે બનેલા અવતારાદિક ઇશ્વરો તે અમુક વખતે સાધારણ જીવ હતો" તેને ઇશ્વર માનો છો એવો

પ્રકારના ઇશ્વરને કોઇપણ વિદ્વાનગણ માનતો નથી. જો તે સાચા વિદ્વાન હોય તો ઉપ વિદ્વાનોને માટે તે કથન નથી કારણ કે જો કોઇપણ નિમિતથી બનેલો ઇશ્વર માનવામાં આવે તો અનિત્ય થઇ જાય છે. અને પરાધિન થઇ જાય; કારણ કે ઇશ્વર થઇ ગયો તો પછી નિમિત્ત નષ્ટ થવાથી પાછો જીવ થઇ જશે. જીવ જીવત્વ રૂપ સ્વભાવને કદી પણ છોડી શકતો નથી. અનંતકાળથી જીવે છે અને અનંતકાળ સુધી જીવ રહેશે. માટે અનાદિ સ્વતઃ સિદ્ધ ઈશ્વર માનવો એજ યોગ્ય છે. જુઓ, જેમ જીવ વર્ત્તમાન સમયમાં પાપ પુન્ય કરે છે અને સુખ દુઃખ ભોગવે છે. તેમ ઇશ્વર કદીપણ કરતો નથી. જો ઇશ્વર ક્રિયવાન ન હોય તો આ જગત કેવી રીતે બનાવી શકે? જો કર્મને પ્રાગ ભાવની પેઠે અનાદિ માનતા હો તો તે સમવાય સંબંધથ નથી, તે સંયોજની અનિત્ય હોય છે. જો તમે મુકિતમ ક્રિયાજ ન માનતા હોય તો. એક પ્રશ્ન ઉભો થાય છે તમે મુકત જીવ તે જ્ઞાન વાળા માનો છો કે નહિ?

જો કહો કે જ્ઞાનવાળા માનીએ છીએ તો અનંત ક્રિયા વાળા થઇ મુકિતમા જીવો પાષાણ જેવા જડ હોય છે જેથી એક ઠેકાણે પડયા રહી કશી પણ ક્રિયા કરતા નથી જો એ પ્રમાણે માનતા હો તો એ મુકિત શાની થઇ:—એ જાતનો અંધકાર અને બંધન કાળગ્રહ જેવુંજ થઇ ગય માટે અમો તમારા જેવી જડ મુકિતને માનતા નથી. અ

ઇશ્વરને સક્રિય માની ઉપાસના કરીએ છીએ. વળી અમારા સક્રિયે ઇશ્વર વ્યાપક નથી. પણ એક દેશમાં રહ્યા છતાં સર્વવ્યાપક છે. જો ઇશ્વર સર્વ વ્યાપક હોત તો બધી વસ્તુ ચેતન થઈ જવી જોઇએ. વળી ઈશ્વર સર્વ વ્યાપક હોય તો, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્રોની ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ વ્યવસ્થા કેમ થઇ શકે; તેમ થવી જોઇએ નહિ. કારણ કે સર્વમય ઈશ્વર એક રસ છે તો પછી લઘુતા અને મહત્તા હોવી જોઇએ નહિ· જહાંપર સદા અગ્નિ નિવાસ કરી રહેલ છે, ત્યાં પર કદી પણ કાષ્ટ વિગેરે રહી શકતુ નથી તેમ ઈશ્વિર સર્વ વ્યાપક એક રસ હોય તો જીવના કરેલાં કર્મકાંડ રૂપી ઘાસ કદી પણ રહી શકતું નથી. માટે સક્રિયે ઇશ્વર એકદેશી માનવો એ ઘણુંજ યોગ્ય છે. જેમ સંસારમાં રાજા સર્વ વ્યાપક હોય તો ધર્મના ન્યાયનો ઈન્સાફ થઇ શકતો નથી. તેમ ઇશ્વિર સર્વ વ્યાપક હોય તો કર્મનો ઈન્સાફ થઇ શકતો નથી: જીવના કર્મ જીવને સ્વતઃ ભોગવાને ઇચ્છા નથી પણ રાજાની માફક એક દેશમાં રહી તમામ જીવોને કમ ભોગવાવે છે, અક્રિય ઇશ્વર સૃષ્ટિ કર્મની વ્યવસ્થા કરી શકતો નથી જે વસ્તુ અક્રિય જડ પાષણ જેવી છે તે વસ્તુને ન્યાય અન્યાયનું જ્ઞાન ન હોવાથી. તમારા કર્મનો ચુકાદો કોણ કરશે માટે સક્રિય માનો. અનંત સૃષ્ટિની વ્યવસ્થા ઇશ્વર ન રાખતા હોય તો જીવ સ્વતઃ એટલે પોતાની મેળે ફાંસીએ તથા કેદખાનામાં જતા નથી

તથા જવા પણ ઇચ્છતા નથી. કીન્તુ કેવલ કર્ત્તાની ન્યાય વ્યવસ્થાનુંસાર બલાત્કારે (ઇચ્છા ન હોય તો પણ) બધ્ય થઈ તમને પોતાના કર્મ અનુંસાર દંડ ભોગવવો પડે છે. કોઇ પણ જીવ પોતાના દુષ્ટ કર્મનું ફળ ભોગવવા ઇચ્છતો નથી. માટે ન્યાય દાતા કેવલ પ્રભુ જરૂર છે, એમ તમો માનો. તમો કરતા કરતા કરો છો તો કર્ત્તાનો કર્તા કોણ છે. એ તમો બતાવશો. એવું જો આપનું માનવું હોય તો કર્તાનો કર્તા અને કારણનું કારણ એમ હોઈ શકતુંજ નથી. જેમાં સંયોગ વિયોગ નથી તેજ પ્રથમ સંયોગનું કારણ છે. એનો કર્તા અગર કારણ કોઇ હોઇ શકે નહિ. પૃથ્વીનું ઉત્પાદન કારણ ઘટ્ટ છે. માટે ઘડાનું કારણ પૃથ્વી ખરી, પણ પૃથ્વીનું કારણ કોઇ નથી, એમ તમારે માનનું જોઇએ.

मायां तत्कार्य देहादि मम नास्त्वे सर्वदा
स्व प्रकाशैकरुपोऽडमहमें वा हमव्यय ॥

અર્થ: હું નામરૂપથી અત્યંત પર છું. હું ચૈતન્ય રૂપ છું અચુત્ય છું, હું સુખરૂપ છું, હુંજ અવિનાશી છું. હું ત્રણ ગુણથી અત્યંત રહીત છું. બ્રહ્મા આદિનો સાક્ષી છું, દેશ કાળના પરિચ્છેદથી રહિત છું. મારી અનંત શક્તિઓથી વિશ્વ ઉત્પન્ન કરૂં છું. તમામ જીવોને મારી ગોઠવેલી વ્યવસ્થાનુંસાર રહેવું પડે છે. મારાથી કોઇ પર નથી. હું પ્રકાશક હોવાથી સઘળે પ્રકાશ આપું છું.

द्वद्वादि साक्षि रूपोऽहम चलोऽहं सदोदितः।
सर्वसाक्षिरूपोऽहं हमे वा हम व्यय॥

હું પાપ પુન્ય માન અપમાનાદિ દ્વંદ્વોનો સાક્ષી છું. હું અચળ છું. હું સર્વદા પ્રકાશક છું. હુંજ સર્વ સ્થાવર જંગમના સાક્ષિરૂપ છું હુંજ અવિનાશી છું અર્થાત ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય કરનાર હુંજ છું.

આ ન્યાયે કરી કેવલ કર્ત્તા સર્વના એટલે ચૌદ લોકના શિરછત્ર અને મુગટ મણિ છે. તે સૌ કોઈએ જાણી તેમના ઉપાસક થવું જોઈએ.

# સુક્ષ્મ વેદ સુબોધ.

૧. જેઓની આગળ છડીદાર :નેકી પોકારતા હતા, છત્રની છાયામાં જેઓ શોભતા હતા, જેના આવાસમાં અનેક પ્રકારના વાજીંત્ર વાગતા હતા, જેને ત્યાં નિરંતર ઘંટાઓના અને નોબતના ધનનન અવાજ થતા હતા, જેવો હમેશા હાથીના હોદાઓમાં બીરાજતા હતા, જેના અગણીત સૈન્યને સેનાપતિ સજી તૈયાર રાખતા હતા, જેના મહેલના ગોખમાં (અંતે ઉરીઓ) ગાન ગુલતાનમાં ગાજતી હતી, ઇંદ્રપુરી સરખી જેની બારીક કારીગિરીવાળી નમુનેદાર

નગરી હતી, જેમાં કરોડોપતિ સાહુકારો વહાણુમાં વ્યાપાર કરતા હતા, એવા મહાન ચક્રને ધારણ કરનારા ચક્રવર્તિઓ મ્હોટા રાજ રજવાડાઓ અને શ્રીમાન પુરૂષો આખરે મશીદમાં કે મશાણુમાં લાંબી હોડ-પથારી કરી હમેશને માટે સુતા છે.

૨. સુરપતિ અને ચક્રવર્તિ પદના ભોગ-વૈભોગ માત્ર સંસારના ભયને અને રોગ-શોકને વિસ્તારનારા છે; ખરો સુખ વૈભવ તો નિયંતા અનન્ત બ્રહ્માંડાધીશ કૈવલનું સ્મરણ ખરા દિલથી કરવું તેજ છે. માટે કાયમપંથીઓ ભરમમાં ખરા દિલથી કરવું તેજ છે. માટે કાયમપંથીઓ, ભરમમાં તિર્થ આદિ વરતોમાં ન ફરવું જોઇએ. વિચાર કરો કે સમસ્ત ભૂમિનું રાજ કર્યું તો પણ આપણુ કયું કાર્ય સિદ્ધ થયું, આશાના અગાધ સમુદ્રમાં આપણું વહાણ સમુદ્રની વચમાં ડુબી ગયું, માટે તૃષ્ણાનો ત્યાગ કરી ઊતાવળથી ભવરૂપ સમુદ્ર તરવાનો પ્રયત્ન કરો. પુદ્‌ગલીક સુખ ક્ષણે ક્ષણે વિનાસ પામે છે તેમાં રાગ ધરવાથી દુરગતીના દુઃખ ભોગવવાં પડે છે, તેથી કરી અહંકાર અને મોહ ભાવ દુર કરી વિચાર કરો, કે જ્ઞાન ધ્યાનમાં ચિત્ત પરોવી મોહ જાળનો ત્યાગ કરી અંશના મુળ સ્વભાવમાં સ્મરણ કરવાથીજ આપણો ઊદ્ધાર ખરેખરો થશે.

૩. જે પૈસા શાંતતાને દુર કરી અનેક પ્રકારની ચિંતાઓમાં ઊતારે છે, પ્રિતિનો ત્યાગ કરાવી પાપના આરંભ

તરફ દોડાવે છે, આબરૂ અને ધીરજ છોડાવે છે, કરોડો દુઃખો જેમાંથી ઉદ્ભવે છે, જે પૈસાથી લોભ વધે છે, વળી ધાસ્તીનો પાર રહેતો નથી, જે પૈસા રંક અને રાજાનો ભેદ દરસાવે છે. ઘણા કાળની પ્રિતીને જે પૈસા ક્ષણવારમાં ધુળધાણી કરી નાંખે છે, જે પૈસા પ્રગટ ફાંસા રૂપ છે, જે પૈસાથી બીચારા અજ્ઞાની પ્રાણીઓ મદીરાપાન રંડીબાજી અને દુર્જનના સંગમાં રાજી રહે છે. વેશ્યાના વિલાસાદિ ફાજીલ કૃત્ય કરી જગતમાં નિંદિય થાય છે, તેવા આશાના તિગડ ફાંશારૂપ અને આખરે હાથ ઘસતા રહેનારા પૈસાની તૃષ્ણા દુર કરવાનો અભ્યાસ કરો જેથી હંમેશને માટે સુખ પ્રાપ્ત થાય.—

૪ અનુપમેય કામદેવનું નિવાસ સ્થાન હસ્તીની ચાલે ચાલતી ભામીની પુરૂષોને ભરમમાં ભુલાવી તે ભવોભવ ભટકાવે છે; કંદર્પના જેવી મુખમુદ્રની સોભે છે, ઇંદ્રની અપ્સરા સરખા રૂપથી તે જગતને મોહ જાળમાં ફસાવે છે, જેના મધુર કુટીલ વચનથી કામી પુરૂષોના ચિત્ત ચારે દીશાએ દોડે છે. જે પોતાના કટાક્ષ રૂપ પુષ્પ બાણથી યોગીશ્વરના ચિત્તને હરણ કરી લે છે, સોળે શ્રૃંગારથી પુરૂષોના ભાન ભુલાવી કર્તવ્ય શુન્ય કરી મુકે છે, એવી સ્વભાવથીજ ચંચલ તરંગવાળી સ્ત્રીઓના સંગમાં જેવો લુબ્ધ થાય તેમને તેઓના કામીત કામોવીકારરૂપ પક્ષી નરક ગતિમાં લેઇ જાય છે;

૫. જે શરીરના બાર દ્વારમાંથી નિકળતી દુર્ગંધી જોઇ આપણે નાક આડો ડુચો દઇએ તેવા મુત્ર, વિષ્ટા, હાડકાં, ચામડી અને પરસેવાથી ભરેલાં ગંદકીવાળા દેહની સંગ કરતાં પ્રાણીઓ અચકતા નથી, માંસ અને લોહીથી ભરેલી અને ચામડીથી કાઢેલી કોથળીમાં આઠે પોહોર શો મોહ લાગતો હશે ? એ પણ ખરૂં છે કે ગંદકીનો કીડો હોય તે ગંદકીમાંજ રાજી રહે તેવી રીતેજ આત્મિક અનુભવ સુખનો ત્યાગ કરી પ્રાણીઓ કામ ભોગના ક્ષણીક સુખમાં મચ્યા રહે છે, પરસ્ત્રીના દેહરૂપ મેલી થેલીની બદફેલીમાં અને તે ઝેરની વેલીની રેલછેલમાં મગ્ન થઇએ તે કાળે મોઢું અને દાંત બંધ કરી અજ્ઞાન જીવો દુર્ગંધીમાં પડે છે. ગમે તેટલો તમારો સ્નેહ સ્ત્રીના પ્રતિ હશે પણ અંત વખતે તમારો બચાવ કરવાને માટે તે આમ નહીં કહેવા આવે કે મારા ધણીને બદલ મને નરકમાં નાંખો.—જે અવયવો તમો સ્ત્રીના જોતા હશો તેજ તમારે દુઃખથી જોવા પડશે, તેજ સ્થીતિ અત્યારે વીચારો તો હાની શી છે ?

૬. મનુષ્ય જગતનો દાસ થઈ અનેક આરંભ કરી મુર્ખ ખચ્ચર (ગધેડાની) પેઠે કુટુંબ વ્યવહારનો ભાર વહે છે પણ તેથી થનારા દુઃખના ડુંગર આગળ કોણ સહન કરશે તે વિચારતો નથી. હે કેવલ અંશ ? મધુર અભક્ષ પદાર્થમાં તારૂં ચિત્ત લીન થઈ જાય છે, ઇંદ્રિયોના વિકા-

રને આધીન થઈ તું નાચે છે રૂપ અને રંગ તરફ તારી દ્રષ્ટિ દોડે છે અને તું આકુળ વ્યાકુળ થાય છે, અપાર તૃષ્ણાના તરંગમાં અહો રાત્રી હાય હાય કરી રહ્યો છે, ક્ષણીક વિષય સુખમાં રાચે છે, અને સ્રીઓના કટાક્ષથી નાચે છે પણ મીત્ર ! તું વિચાર કરી જો કેએમાંનું એકપણ સત્ય નથી માટે તારા નિયંતા કેવલ પ્રભુને સંભારી ભજન કરી મુક્તિને આધીન થા એથીજ તારૂં કલ્યાણ છે.

૭. જેને અંશ આત્માનુ જ્ઞાન થતુ થથી અને અંધ થઇ ભવ રૂપ અધાધ કુવામાં ડુબે છે, સુંદર રૂપ જોઈ જેનુ ચિત્ત ચલાયમાન થઈ જાય છે જુઠી બ્રહ્મ જાળમાં જે લપ-ટાઈ રહે છે જેની બુદ્ધિ ઉલટ માર્ગ તરફ જતાં અટકતી નથી, વિષય વાશના ઓછી નહિ થતાં પ્રજવલીત થાય છે, જેવોના પાપના સમુહને પુષ્ટી મળે છે, જેનો અમુલ્ય વખત ફોગટ વહી જાય છે, વળી નિંદ્રામાં વ્યતીત થાય છે, જેની તૃષ્ણા લેશ માત્ર ઓછી થતી નથી, જે વિશેષ મમતા કરે છે, ક્રોધ રૂપ અગ્નિથી જે નિરંતર બળે છે સંત પુરૂષોને વિના કારણ છળે છે, પરંતુ તે અજ્ઞાની બીચારો જાણતો નથી કે મારૂ આયુષ્ય ક્ષણે ક્ષણે ઘટે છે અને આખરે તે પુન્ય હીન નિચ ગતિમાં જઈ પડે છે.

૮. રાત, દીવસ, ઘડી અને પળે આયુષ્ય ઓછું થતું જાય છે અને તેની [illegible] રૂપ રંગ પણ ઘટતું [illegible] છે

માટે હે નિયંતા કેવલ અંશ? મુઢ થઈ પ્રમાદ નિદ્રામાં શું સુતો છે! હે ભાઈ? તું એમ જાણે છે કે આ બધુ મારૂ છે, અને એથીજ વિષયવાશનાને આધીન થઇ રહ્યો છે. પણ ભાઇ, એમાંનું તારૂં કાંઈજ નથી, જરા નજર કરીશ કે તને યમ રાજાનો ઘેરો દેખાઇ આવશે. વિચાર કર કે વીશ વર્ષ તો અજ્ઞાન બાલ્યાવસ્થામાં વ્યતીત થયાં, વિષ વર્શભર યુવાનીમાં મોહ અને કામદેવના નાટકમાં પાત્ર તરીકે પસાર કીધાં, વિષ વર્ષ પુત્ર વગેરેની ઉપાધીમાં ગયાં અને વિષ પચિશ દુઃખની ખાંણ એવી વૃદ્ધાવસ્થામાં વિતી ગયાં, પછી તો કાળની ફાળમાં સપડાઈ કર્માનુસારે તે જે હાલ હવાલ કરે તે મુગે મોંઢે સહન કરી રોયાજ કરશે માટે એ કાળના પંજામાંથી વહેલા છુટવું હોય તો અખીલ બ્રહ્માન્ડાધીશ નિયંતા કૈવલ પ્રભુ શીવાય અન્ય કોઇ બચાવેશ કરી શકે તેમ નથી.

૯. પ્રભાતે જે પુષ્પો મધુર સુગંધથી ખીલી નીકળે છે, અને જે રંગીલી સ્ત્રી પુરૂષો કંઠમાં ધારણ કરે છે તેઓ સંધ્યાકાળે કરમાઈ જઇ કુચામાં જઇ પડે છે, તડકાને ઠેકાણે છાંઓ અને છાયાને ઠેકાણે તડકો થાય છે, તે પ્રમાણે સંપત્તિ અને આપત્તિ આવે છે તેમજ તે પ્રમાણે ઉંચ નીચપણું આવે છે ને જાય છે; જેઓ એક સાથે હસીને રમતા હતા, અનેક પ્રકારના ક્રિડા કરતા હતા,

જેઓ હમેશા એક સાથે ગાનતાન કરતા હતા, જેની સ્તુતિ અને સેવા થતી, વળી જેને પ્રિતિપુર્વક પ્રણામ કરતા હતા તેઓ સર્વે સંધ્યાકાળના વાદળની પેઠે ભસ્મ થઈ ગયાં એ શું અફસોસ ઓછો છે ? જેઓ અત્યારે નમુના તરીકે પણ ના રહ્યા. નક્કી માનજો કે એમ એક પછી એક સર્વને જવાનુ છે.

૧૦ ગંગાના રમણીય કતરંગો ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય છે, અને તુરત લય પામે છે તેમજ યોવનનો પતંગીઓ રંગ અનિત્ય સમજવો; કુટુંબ અને સનેહીનો સંયોગ સંધ્યાના રંગની પેઠે ક્ષણમાં નાશ પામે છે. અને અત્યંત કામની વાશના તે પાણીમાં થતા પરપોટા સમજવા. અમુક મોટું અને અમુક ન્હાનુ એ માત્ર અપેક્ષા છે. વાસ્તવિક નિયંતા કેવલ અને અંશ આત્મા શિવાય નિત્ય કોઈ નથી; યથાર્થ આત્મિક અનુભવ થશે ત્યારે ખરૂ સ્વરૂપ જાણવામાં આવશે. ખોટી ચરમ ચક્ષુથી દેખાતી વસ્તુનો ત્યાગ કરી દ્રઢ મનપુર્વક કેવલ મોક્ષ પદને ચિત્તમાં ધારણ કરવાથી અંશ આત્મા કૈવલાનન્દથી ભરાઇ જશે.

૧૧—હે કૈવલ અંશ ! જેવી રીતે નદીના પુરનું પાણી જલદી વહી જાય છે, તેજ પ્રમાણે જુવાની જોસભર વિતી જાય છે. આયુષ્ય, શરીર અને બળની હાની થતી જાય

છે. છતાં મોહાંધ અને અજ્ઞાની કેમ રહ્યા છો? તૃષ્ણા રૂપી તરૂણીએ તને કેફ પાયો છે. અને તને બાવરો કરી મૂકયો છે તેથી તારૂં મસ્ત ચિત જુઠ પ્રપંચમાં ફસાય છે. હે કેવલ અંશ! અસ્થિર પદાર્થમાં સુખી માની હંમેશાં આર્ત ધ્યાન ધરે છે અને ઘાંચીના બળદની પેઠે નિરંતર આમ તેમ ભમી રહ્યો છે, પરંતુ જો નિચંતા કેવલ પ્રભુને ચિત્તમાં ધરી નિરંતર કેવલ એ શબ્દની ધ્વનિનું ગોરવ તારા મગજમાંથી ન નીકળે તો હું માનું કે તું મહા જ્ઞાની થયો, એમાં શંસય નહિ.

૧૨—કયમપંથીઓ અત્યારથી તમો ન માનો કે વિધાતાએ લલાટમાં 'લખ્યું' હશે તેમ બનશે. એ ગોટાળો પુરાણીજીનો ગબડાવેલો છે. વિધાતા આપણા લલાટે લખવા આવે છે તો પુરાણીજીને પૂછવું જોઇએ કે વિધાતાના લલાટમાં કઇ વિધાતા લખી ગઇ કે તેને ઘેર ઘેર લખવા જવું પડે છે. વળી છઠ્ઠીના લેખ એટલે છ દિવસે વિધાતા લખે છે તો કહો પુરાણીજી એક બે કે ત્રણ દિવસે બાલકનું મૃત્યુ થયું, તે કઇ વિધાતાએ લખ્યું હશે. આવું ગાડું ભરીને ગપ્પ મારતાં પુરાણી શિવાય બીજા કોને આવડે? મતલબ કે કોઇનેજ નહિ. ફક્ત પુરાણીઓનેજ આવડે. સુખ દુઃખ થવું તે કર્મને આધીન છે. "જાકા પડીયા બુંદ, તાકા લખીયા લેખ" જન્મની સાથે સંસ્કાર બંધાય

છે. કરોડો જીવ જંતુનો જન્મ અને કરોડો જીવ જંતુનું મરણ, એ શું ? બધે વિધાતા પોહોંચી વળે છે ? અને જો તેમજ હોય તો પુરાણીજીને રાતી પાઈ પણ આપવી ન જોઇએ, કારણ કે વિધાતાએ લખ્યા પ્રમાણે થશે. કહો કે અમોને જે પુન્ય કરે છે, તે પ્રમાણે વિધાતા લખે છે. ત્યારે હું તમોને એટલુંજ પૂછું કે તમોને નહિ આપતાં ગરીબ, અનાથ બાળકોને આપે તો હાની શું છે. અગર પોતેજ તેનો ઉપભોગ કરે તો શો બાધ છે. કહોકે અમોને આપવાથીજ પૂન્ય થાય છે તો તમોએ શું વિધાતા અદ્યે દુનિયામાં દેવાનો ઇજારો લીધેલો છે. જો ઇજારો લીધેલો હોય તો પહેલા તમોજ સુખી થઈ જાઓ, જેથી તમારે માથે પાપનાં ઢોલ વાગતાં મટે.

૧૩—ચિંત્તામણિ રત્ન સમાન નર ભવ પામી ભવોભવનો વિનાશ કરો. અંશ આત્મા કર્મના બંધનથી ઉદ્ધાર થાય તેવો શુદ્ધ વર્તન પર પ્રીતિ ધરો. હીંસા જુઠ અને ચોરી દુર કરો. સમતા, ઇંદ્રિય દમન, અને યમ, નિયમમાં મંડયા રહો. દયા દાન, જ્ઞાન અને ધ્યાનને અંતઃકરણમાં ધરી રાખો. હે કેવલ અંશ આત્મા ! પર સ્ત્રી મા બેન સમાન અને પરનું ધન કાદવ સમાન માની લો. શુદ્ધ ચિત્તથી સંત પુરૂષોના સમાગમની સહાયતા ગ્રહણ કરો. સ્વાર્થ સંગાથની પ્રીતિ ખરેખર ઠગાય છે, જેથી પર પરીણુતાનો

ત્યાગ કરી જે સત્ય વક્તા સાધુ પુરૂષો નિજ સ્વભાવમાં ઉદાસીન પણે રમી રહેલા છે, તેઓનોજ સંગ કરું તોજ આ સંસાર સમુદ્રને પાર પામીશ.

૧૪—વૃક્ષની લતાના કુંજમાં સાંજે પક્ષીઓ કલ્લોલ કરે છે, પરંતુ સવાર થતાં જુદે જુદે માર્ગે વિખરાઇ સર્વ ઉડી જાય છે. વાદળાઓ ઘેરાઇ વર્ષાકાળે ગાજવિજના ઘોર નાદ કરે છે પણ જરાવાર અંધકાર રહી સુસવાટ કરતાં પવનના ઝપાટાથી વાદળાઓ વિખરાઇ જાય છે. નદિમાં પુર આવતી વખતે જોસ ભેર પાણી ધશી આવે છે, પણ તેને સમુદ્રમાં મળી જતાં વાર લાગતી નથી, તેજ પ્રમાણે પુરના પાણીની જીંદગીને વીતી જતાં વાર લાગતી નથી. તેમજ તારી જીંદગીને હે અંધ, અજ્ઞાની, મુઢ, ગમાર ! માયાના ફંદમાં ફસાઈ રહીશ તો નકકી માનજે કે તારી પણ તેજ ગતિ થશે.

૧૫—એક મળે ત્યારે એકવીસની ઇચ્છા થાય છે અને તેની પ્રાપ્તિ થયા પછી સો અને હજારોનો માલીક થવાને ઇચ્છા થાય છે. હજાર મળ્યા પછી લક્ષાધિપતી થવાની આશા રાખે છે. એમ કરોડ, ખર્વ, નિખર્વ, શંકુ, માહાપદ્મ, જલદી, અંત અને પરાર્ધનો સ્વામી થવાની તૃષ્ણા થાય છે. નવ નિધિ અને અષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થાય, સુખ વૈભવ પરીવારની વૃદ્ધિ થાય, અને ચક્રવૃતિ તથા ઈંદ્ર-

પદ મળી આવે, તોપણ તૃષ્ણા તૃપ્ત નથી. આકાશ સુધી વિસ્તાર પામનારી આશાનો કુટીલ સ્વભાવ તો જુઓ કે જેના ફાંસામાં સપડાવાથી પ્રાણીઓ ભવો ભવ ભટકે છે.

૧૬—જુઠી માયામાં લપટાઈ રહીને ખાવા પીવા અને સુખે સુવામાં પોતાનો અમુલ્ય વખત પ્રાણીઓ ફોગટ ગુમાવે છે, પણ ભાઇ, તું કયાંથી આવ્યો અને કયાં જઈશ એનો વિચાર કર્યા વગર અંધ થઇને કઇ બાજુ તરફ દોડી રહ્યો છે ? તું જો કે માયા અને છાયામાં કંઈજ તફાવત નથી, બંને ક્ષણવારમાં આવે છે, અને ક્ષણવારમાં જાય છે અને રાય રંકનો ભેદ બતાવી ડાહ્યા વિદ્વાનોને પણ માયા ભક્ષણ કરી જાય છે. સગા સંબંધી કોઇ કોઇને સહાય નથી, થવાના, એ સ્વાર્થ સુધીની સગાઇ સમજવી. જ્યાં સુધી પોતાના મૂળ સ્વરૂપ ( અંશ આત્મા)ની ઓળખાણ થઇ નથી ત્યાં સુધી આ ફોગટ હાય હાય કરે છે પણ જરા જાગીને જોશે ત્યારે બધુ ખોટું લાગશે અને પોતાને મૂર્ખતા માની રોવા બેસશે ત્યારે તારે મોહ માયાને છોડવી પડશે. તું તારા સ્વરૂપે થઇ કર્મ મેલ ધોઈ નાખ, પછીથી તને આત્મિક અનુભવનો અનહદ આનંદ આવી મળશે.

૧૭—વાત કરતા જયારે જરા અવસ્તા આવી જાય છે ત્યારે શી સ્થિતિ થાય છે, મુખમાંથી લાળ પડે છે, વાળ ધોળા થાય છે, નાક અને આંખમાંથી પાણી ચાલ્યા જાય

છે અને મોંઢાના દાંત પડી જવાથી બોખો થાય છે. જુવાનીમાં જે ગાલ પ્રફુલ્લિત રહેતા હતા, તે કુવા જેવા થઈ જાય છે. બોલવા ચાલવાનું ભાન નથી રહેતું, બાળક અને યુવાનો એ અવસ્થા જોઇને હસે છે અંગ ગળી જાય છે, પગ ડગમગી જાય છે અને તેમાં કલતર થાય છે કેડ વાંકી વળી જાય છે, વળી શક્તિ હીન થવાય છે. શરીરમાં મલીનતા આવે છે એટલુંજ નહિ પણ હાડકાં અને ચામડાનું ખોખું રહે છે. આખો દિવસ ખોં ખોં કરે છે, લાકડી વગર ઉભું થવાતું નથી. આવી રીતે કાળ જાળની બેન વૃદ્ધાવસ્થા મનુષ્યનું ભક્ષણ કરે છે તોપણ સંસારથી છુટવાને માટે વૈરાગ ભાવ નથી આવતો એ કેવું શોચનિય છે ?

(પુનઃ કથન) હાથ થર થર ધ્રુજે, માથું ધુણે, દાંત નહિ હોવાથી બાળકના જેવું તોતડું બોબડું બોલે છે, અને ડગમગ જ્યાં ત્યાં ભટકે છે. કોઈ કામમાં પોતાનો મત આપે છે, ત્યારે જુવાનીઆ કહે છે કે (સાઠે બુદ્ધિ નાઠી) અગર તો તેને ભોળા કે ભુત સરખા માની ગણકારતા નથી. બાળ યુવાનો મરો મરો કહેવા લાગે છે. અરે ભાઇ ? એ વખતે તારૂં સૌભાગ્ય કયાં નાશી ગયું છે ? તરૂણ છોકરાઓ કહેશે કે ડોસો દિવાનો થઈ ગયો છે ને નકામી હાય હાય કરે છે. એ તો જાણે કે કુતરૂં ભસતું હોય એમ માને છે. વૃદ્ધાવસ્થાનાં દુઃખો

આવી પડે છે, ત્યારે આવી સ્થિતિ થાય છે. માટે એવે સમયે બે ચાર દિવસના પરોણા તરીકે પોતાને સમજી નિયંતા કેવલ પ્રભુનું ધ્યાન ધરવું. કારણકે આ સઘળી સ્વાર્થની સગાઇ છે માટે કેવલ કર્તાનું સ્મરણ કરો નહિ તો યમરાજાને આધીન થવું પડશે.

આ વખતે મને એક છંદ યાદ આવવાથી હું નીચે લખું છું.

## શાર્દુલવિક્રિડિત છંદ.

કાયા કંપશે ગતિ અટકશે, દંત પડી સો જશે;
આંખે ઝાંખ થશે, ન સુણે કાન લાળો મુખે આવશે.
બુદ્ધિ મંદ થશે જીવ્હા અટકશે, લાઠી ગ્રહી ચાલશે;
એવું વૃદ્ધત્વ આવતાં કુંવરની ભકિત શી રીતે થશે.

પ્રકાશક.



# ધર્મના અનુયાયિઓને ખાસ અર્પણ.

## ચોપાઇ.

कृष्ण सनातन हरि अवतार,
तेना सुत सौ हशे गुमार.

અફસોસ, અફસોસ, અફસોસની વાત છે કે શ્રીયુત પૂજ્યપાદ કરૂણાસાગર ભગવાન સર્વજ્ઞ સર્વશકિતમાન ચક્રવર્તી જ્ઞાન કેવલાદ્વૈતને શિરતોરની માફક સકર્તાદ્વૈત સિદ્ધાન્ત છે. એવાજ પરમગુરૂ કુવેરસ્વામી સર્વાચાર્યોના સિર છત્ર સર્વ અવતારાદિકના મુગટમણી અખિલ અંશતારણ કષ્ટ નિવારણ કાલ વિદારણ તિમિર હારણ જ્ઞાન ભાનુ પ્રકાશક બ્રહ્મચંદ્રાસ્ત કર્તા સૂર્યોદય કરનાર કેવલ સ્વરૂપ તરણ તારણ દ્વન્દ નિવારણ ભક્ત ઉદ્ધારણ જેના સદ્ગુણોની ગણના કરવી લેખન શકિતની કલમ બહાર છે. તો હું અનેક આપદાઓથી ખિન્ન થયેલી મારી અલ્પ મતિથી શું વર્ણન કરૂં? એવા પરમ ગુરૂ કરૂણાસાગરજીના સન્તોના ચરિત્ર આધુનિક જોઇ ઉપર અફસોસ એવું ત્રણવાર લખવું પડયું છે. એ ચરિત્ર કેવું છે કે જેની અંદર વૈરાગ્યગન્ધનો છાંટો દેખાતો નથી. કેમકે વૈરાગ્યને તો તેમણે તિલાંજલિ આપેલી છે. ને સ્વધર્માભિમાનને તો તેમણે દેશવટો દીધેલો છે. ને માન બડાઈ ઇર્ષ્યાને તેમણે પ્રાણ સમાન પ્રિય ગણેલી છે, પોતાનું સિર

જાય તો ખેર પણ તે છોડવાને ખુશી નથી. અને જર જમીન ને જોરૂ તેનો તે અત્યન્ત આદર કરે છે. ને સાચા જે સન્ત સ્વધર્માભિમાની તેને તે અતિ ધિક્કારની દૃષ્ટિથી જુએ છે. માત્ર શિસ્નોદય પરાયણતાનેજ કૈવલધામની પ્રાપ્તિ સમઝેલા છે ધનાઢ્ય લોકોની ખુસામત અને અમર મન્ત્રના જાપથી પણ અધિક સમઝે છે, ધનિક સેવકો પર કૈવલ કર્ત્તાથી પણ વિશેષ પ્રેમ રાખે છે, અને પૈસા ઉપર તો પરમ ગુરૂથી વિશેષ પ્રેમ જણાવે છે, તે પૈસાવાળા લોકોના છોકરા છોડિયો પર પરમ ગુરૂના સન્તોથી પણ વિશેષ ભાવના રાખે છે. અહો હે કૈવલ કર્તા સર્વસ્વ શક્તિમાન એવા જે પરમ ગુરૂને અહીં મોકલ્યા, ને ખુદાની બુદ્ધિ આપી રાકર્તા અદ્વૈત સિદ્ધાન્ત ભવ ભુવનમાં સ્થપાવ્યું એવી નિજ અંશો પર મેહેર કરી એવો આપે અનન્ત ગણો ઉપકાર કર્યો, પણ પરમ ગુરૂના આધુનિક સન્તોના ઉપર કહ્યા મુજબ ચરિત્રો જોઇ અમારા અન્તઃકરણમાં ઘણોજ દાહ થાય છે. ન જાણું કે આપે શું ધાર્યું છે. સત્ય સંકલ્પીના સંકલ્પમાં કેમ ફેર જણાય છે. "બળતી બોલે બાઇ તો ભાયડાને કહે ભાઇ" ખરેખર પરમગુરૂએ એટલે કુવેર સ્વામીએ આપણું નામ બાજીગર આપેલું છે: તે પ્રમાણે કરી બતાવો છો કે શું? વળી હે કૃપાલુ! હમો આપને કરગરીને કહિયે છિએ કે આમ આપ ન કરતાં જે પરમ

ગુરૂના સન્તોને દયાની સાથ એવી પ્રેરણા કરો કે જેથી તે સ્વધર્માભિમાની બને, તેમજ વૈરાગ્યવાન પણ બને, એવી આપને અમો આરત અન્તઃકરણથી સત્ય પ્રેમથી અરજ કરિયે છિએ, તે સ્વીકારવા કૃપા કરી તસ્દી લેશો. પરમ-ગુરૂના સન્તોએ જાણવું જોઇએ કે જરા અજ્ઞાનપણાંની અંધ નિંદ્રામાંથી આંખો ઉઘાડી જાગૃત થઇ જોશો કે ?

## સાખી.

व्हाना पहेरे साधका, चले औरकी गेल,
वाघ ही केरी खोलडी, ओढ फिरत जिनु वेर.

**અર્થ**—બાનું તો પરમગુરૂ રૂપી નવીન સિંહનું ધારણ કર્યું, પણ મહીં પેઠેલા બલદિયા તે મહાન મોહરૂપી મદોમસ્ત હાથીના કુંભસ્થળને તોડી શકયા નહિ. ને દ્વેષરૂપી ભરવાડને કબ્જે થઈ હુંપણું અને મ્હારાપણું રૂપી વાડામાં પૂર્ણ પ્રેમથી પેઠા, છે. પરમ ગુરૂ રૂપી યુવક સિંહ રૂપી બાનું લજાવ્યું. એવા દુષ્ટોને એક વખત તો નહીં પણ હજારો વખત ધિક્કાર છે. ને તેઓની અમંગળ આસુરી મુખ મુદ્રાના દર્શન ન હો, એવી સર્જનહાર કેવલ કર્તાની પાસે પ્રાર્થના છે.

## સાખી.

કર બન્દગી વિવેકકી, ભેખ ધરે સબ કોય,
સો બન્દગી બહિ જાન દે, જહાં શબ્દ વિવેક ન હોય,

અર્થ—હરિજનોને આટલું યાદ રાખવાનું કે ગાંઠના પૂરા અને આંખના આંધળા એવા હુઢંગોની સાથે ગાદરિયા પ્રવાહની માફક નહી વર્તવું જોઇયે. પરમગુરૂને આશ્રિત થઇ અંધશ્રદ્ધા ન રાખતાં વિવેકી સન્તોની સેવા કરો અને ન કે અવિવેકીની. શ્વેત એટલું દૂધ ને બ્હાના ધારી શુદ્ધ એવી બાલ બુદ્ધિ ન રાખશો. દૂધ શ્વેત છે તથાપી આંકડાંના દૂધમાં ને ગાયના દૂધમાં શું તફાવત નથી કે? સાકરને ફટકડી શ્વેત છે છતાં સ્વાદમાં કેટલું અંતર છે? એમ બ્હાનું દેખી આંધળા ન થઇ જશો. કેમકે જે સાધુમાં પરમગુરૂના એટલે કરૂણા સાગર ભગવાનના શબ્દનો વિવેક નથી તથા સ્વધર્માભિમાન નથી, એવા સાધુઓની સેવા ગંગાના વહેતા પ્રવાહમાં મૂકી દરિયાને સ્વાધીન કરવી ઘણું સારૂં છે, પણ અસાધુઓની સાથે સાધુતા રાખી માન આપવું એ સારૂં નથી.

## સાખી.

साधु होना चाहिये, तो पूरा होके खेल,
कच्चा सरसों पीलिए, खुरी भया न तेल.

અર્થ—જેમ કાચા સરસવ પીલવાથી નથી તેનો ખોળ બનતો કે નથી તેનું તેલ બનતું, ને ઘાણીને ખરાબ કરે છે, તેમજ સમજ્યા વિના સાધુ થાય અથવા થઇ બેઠેલા હોય તો તે આલોક અને પરલોક બન્ને તરફથી પાછો પડી

ાર નરકમાં પડવા જેવોજ થઈ રહે છે. ને સમર્થ ધણી
ાજ'નહાર કેવલ કર્તાના પરમ વિશેષિક અંશ એવાજ
ારમ ગુરૂ તેમના ખ્હાનાને ઉલ્ટું લાંચ્છન આપે છે.

## સાખી.

जहां लगी धारण घातकी, तहां लगी भया न भेख,
भेख लिया तो क्या भया, उर रत नहीं अलेख.

અર્થ—જ્યાં સુધી પૈસા મેળવવાની હાય મટતી નથી ત્યાં સુધી તે સાધુ નથી નથી ને નથીજ. વેશ સાધુનો લીધો હોય તો શું? પણ આન્તરિક પ્રીતિ તો રહેતી નથી. તો શું તે સાધુ છે? નહિં, નહિંજ; એવું પરમગુરૂએ શ્રી મુખે કહેલું છે.

હે સાધુઓ! જ્યારે તમોએ કાયમપન્થને સ્વીકાર્યો છે ત્યારે તમો વિદ્યાના શત્રુ થઈ હજુ સુધી કેમ બેસી રહેલા છો! શું તમોને ધર્મની ઝનુન નથી કે? જેથી તમો આવા મન્દ અંતઃકરણથી બેસી રહેલા છો. એથી મરવું એ ઘણુંજ સારૂં છે. આજકાલ શ્રીયુત કરૂણાગરજીના સેંકડો સન્ત છે. તથાપિ સાધુઓની બિલકુલ લાગણી જણાતી નથી. કવચિત ધર્મની લાગણી વાલો હોય તો તેની તેઓ નિંદા કરવામાં કેડ બાંધી ચોવીસે કલાક મજબુત રહે છે. તેઓ પોતાની મૂર્ખતાનું તો જરાયે ભાન રાખતાજ નથી.

ભાઈ! ધર્મ છે તેજ પરલોકનો મિત્ર છે તથા આ લોકનો પણ સાચો મિત્ર છે તેમજ પાપમાં પડતા બચાવે છે, ઉન્નતિ પર લાવે છે, કલંકને બાળે છે, વ્હેમ ટાળે છે, મોક્ષનું દ્વાર ઉઘાડે છે, સર્વ શિરછત્રને મુગટમણિ બનાવી સર્જનહારની એકયતા કરાવે છે. એવા ગુરૂ, એવા સમર્થ પરમ ગુરૂના ધર્મનો ત્યાગ કરી જે મનુષ્ય વ્યવહારિક અલ્પ સુખને આધીન થઇ જાય છે એવા પામરોનું જીવન આ સંસારમાં ગણવું એ ઘણુંજ વ્યર્થ છે. અસારસંસારમય જે જીવો તે ભાદ્રોકીટથી પણ અધમ છે, માટે આવો અમુલ્ય મનુષ્ય દેહ પામી ધર્મને અવશ્ય ધારણ કરવો, એ મનુષ્યનું કર્તવ્ય નહિં બલકે ધર્મની ફરજ છે. વળી તન મન ધન તથા પ્રાણ એ ધર્મથી અધિક ન ગણવાં ધર્મ ગયો તો સત્ય ગયું અને સત્ય ગયું તો સત્યાનાશ ગયું. ત્યારે અવશેષ શું રહ્યું ? આ પત્રિકા વાંચો ને વિચારો અને સ્વધર્માભિમાન પોતાના શુદ્ધ અન્તઃકરણમાં ધારણ કરો.

